# દેવાંગના

[પંચાંકી નાટક.]

[પૂર્વ ભાગ]

મૂલ્ય રૂ. ૧-૮-૦.

મારકંડ રતનલાલ ધોળકીઆ.

गुजराती प्रिं. प्रेस-अमदावाद.

# દેવાંગના

[ પંચાંકી નાટક. ]

## પૂર્વ ભાગ.

શાને ઘડયાં હ્રદયમાં પ્રિતી કુરતાને ?
વિશ્વે રહ્યું વશ થયું, વિપરીતતાને.

સંશોધકઃ—
મારકંડ રતનલાલ ધોળકીઆ.
મુ. પેટલાદ.

સં. ૧૯૮૨. ઇ. સ. ૧૯૨૫.
પ્રત ૧૦૦૦.
મુલ્ય સવા રૂપીયો.

# અર્પણ પત્રિકા.

જેણે વહ્યાં જીવન, ભક્તિ દયા સ્વરૂપે
ત્હોયે જગે ન દીધી યારી[1] ચિરામ કીર્તિ
ત્હેને હું આજ કરી, હુંથી બની શક્યું જે
અર્પું સુદામ[2] કણકી કણી દીન યાચી.

× × × ×

જેઓ રડયાં વિકલ, નિર્મલ પ્રીતિ કાજે
જાણ્યાં જગે ન, ન પ્રિછી પ્રીત જેમની કે
ડુમે રહ્યાં ડસડસી, શ્રુતિ[3] વારિ[4] માગે
તેને સમર્પણ કરૂં, લુખી અંજલિ આ.

---

૧ યારી=અનુકુલતા ૨ સુદામ=સુદામાજી. ૩ શ્રુતિ=દુઃખ કથની સુણનાર. ૪ વારિ=ડુમાનું નૈસર્ગિક ઔષધ.

# મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્ર.

| | |
|---|---|
| ધડભાંગીયો<br>પેમલો | બે ભીખારી. |
| અગમ્ય ગુરૂ | એક જગપ્રસિદ્ધ મહાત્મા. |
| ગંભિરસિંહ | પુણ્યપુરીનો રાજા. |
| દેવરાજસિંહ | પુણ્યપુરીનો રાજકુમાર. |
| જગતસિંહ | કુંતલપુરનો એક દાસીપુત્ર. |
| સુજનસિંહ | કુંતલપુરનો મહારાજ. |
| વિષયસિંહ | કુંતલપુરનો રાજકુમાર. |
| પ્રધાનાધ્યાપક | રાજકુમાર કૉલેજના પ્રિન્સીપાલ મી. ઉપાદિયા. |
| ડૉ. રૅાય | વિલાયત જઇ આવેલા એક ડાકટર. |
| જમાલ | વિષયસિંહનો અનુચર. |

## સ્ત્રી પાત્ર.

| | |
|---|---|
| દેવકુંવરબા | પુણ્યપુરીનાં રાણીસાહેબ. |
| દેવાંગના | પુણ્યપુરીની રાજકુમારી. |
| મનોરમા<br>તિલોત્તમા | દેવાંગનાની સખીઓ. |
| શશિકલા | પ્રિન્સીપાલની સ્ત્રી. |
| રતિકલા | પ્રિન્સીપાલની દીકરી. |

# પ્રસ્તાવના.



સ્તાવના ( Introduction ) તો અન્યદ્વારાજ શોભે, પરંતુ અર્વાચીન કાલને સ્વયંકૃત પ્રસ્તાવના અનુચીત નથી. આ ગ્રંથ અમર કીર્તિની-સાંકળના એક અંકોડામાં ડોકું ભેરવી દેવાના અથવા તો નીદાન જીવન કાલમાં સન્માન શ્લાઘાદીથી થતા આનંદની પ્રાપ્તિના હેતુથી યોજાએલો નથી. જો સર્વકાલિન સર્વસ્થળોના કવિજનોની એક મહાસભા આમંત્રવામાં આવે તો તેમાં મહાકવિ શીરોમણી કાલીદાસને શોધવા પણ કઠીન થઇ પડે. બીજે પક્ષે ગુર્જર દેશના સદ્ભાગ્યે સાક્ષરત્વ એટલું તો વૃદ્ધિંગત થયું છે કે ભાગ્યેજ એમ બને કે જયાં એક લેખ કે સ્વરચિત કોઇ ભાગપર એક સાક્ષરે ધ્યાન આકર્ષ્યું ન આકર્ષ્યું કે બીજાએ સ્વહસ્ત લિખીત ગ્રંથ તેના શીરમાં પટકયો ન હોય. એક સમયે મ્હારૂં હૃદય એટલું તો "દુર્બલ" હતું કે મધ્યરાત્રીને સમયે કોઈ નગરશેઠના પુત્રના લગ્નના આગંતુકસમારંભને* જોઇ જયારે અનેક મનુષ્યો આનંદે કીલકીલાટીભર્યા હૃદયે કોઇ સાજમાં વિચરતા હતા, કોઇ અટ્ટાટ્ટ હાસ્યભર્યા-નિરીક્ષણ કરી રહ્યા હતા ત્યારે હું રાત્રીભર રોયો હતો. જગતે અપ્રતિમ માનેલા પ્રથમ રાત્રોત્સવ સમયે મ્હારા જેટલું ભાગ્યે જ કોઇ રડયો હશે. એકવાર પ્રવાસ કરતે મુંબાઇ પ્રથમ પ્રવાસે જતા સ્વામીને વિદાય કરવા આવેલી એક અશિક્ષીત જ્ઞાતિની સ્રીનો સમાગમ દુરથી થયેલો. ગરીબ અવસ્થામાં ઉછરેલી તથાપિ સુશીલ નવયૌવનાના નયનમાં દશ્યમાન સ્વજન વિયોગની શોકછાયા તથા પુરૂષાર્થસિદ્ધીથી આનંદ-ભરી તરલતાથી આકર્ષક થયેલા ચીત્રનો ઉપભોગ કરેલો. સ્રીની કેડમાં સ્રીપુરૂષના સંબંધને દઢીભુત કરનારૂં, શૃંગારીક પ્રમાદપર અંકુશરૂપ, માતાપિતાને ચિન્તા વિહીનત્વ ત્યજી ધૂર્ય શક્તિ પ્રાપ્ત કરવાની

---

* વરઘોડો.

આવશ્યકતા પ્રબોધતું એક બાલક હતું. સમય થયે ગાડી ચાલવા માંડી. સ્ત્રીએ "આજો આજો હાં ?" કરાવ્યું. યુવતી ઉતરી પડી. રોજના મહાશ્રમે છ આના કમાનારીની, ઇશ્વરના ન્યાયના દરબારમાં કંઇકના દશ લાખ રૂપીઆ કરતાં અધીક મુલ્ય ધરાવનારા નીમકહલાલીથી પ્રાપ્ત કરેલા દશ રૂપીયાને સંભાળી રાખતી વાટવી ગાડીમાં રહી ગઇ. ગાડી ચાલતે "અલી આ ત્હારી વાટવી રહી ગઇ" "છો રહી ગઇ લઇ જાઓ." "લેને, નીકર તું કરીશ શું ?" એમ પ્રશ્નોત્તર થયા. વાટવી ચાલતી ગાડીએ નાંખી દેવા તત્પર થએલાને પ્રતિબંધ કરવા સ્ત્રી ક્ષણભર પુઠ ફેરવી ખોટું ખોટું ચાલવા માંડી. ગાડી કંઇક શેઠાણીની દાગીનાની હઠ પુરી કરી મુંબાઇ લઇ જવામાં સીદ્ધી પામ્યે આનંદિત બનેલા શેઠીઆઓને ખેંચી જતી ચાલી. યુવતીએ પુઠ ફરી ફેરવી. મહાકાશમાં જયાં લગી ગાડી એક સુક્ષ્મ બિન્દુરૂપે જણાતી રહી ત્યાં લગી તેને જોતી રહી. હું આંધળી આંખે વિચારનિમગ્ન થઇ તે સ્ત્રી સામે બિન્દુરૂપેયે દેખાતી બંધ થઇ ત્યાં લગી જોઇ રહ્યો. અદશ્ય થઇ એટલે મ્હારે બન્ને આંખમાં કાંકરી પડવાથી ઇન્જીનના ધુમાડાથી રાતાં થએલાં નયનોને વિશ્રાંતિ આપવા પલવાર મ્હોંને રૂમાલમાં સંતાડવું પડયુ

આવા અનેક પ્રસંગો સમયે મ્હારા હૃદયમાં શું થતું હતું ? માધુર્ય શાણે હતું ? કારૂણ્ય શાણે અપ્રતિહત ઉભરાતું ? શાં શાં તર્ક પુષ્પોના પરાગના સંગઠને મધુપુટ હૃદયમંદિરમાં રચાતો હતો ? શા કારણે મધુબિન્દુ નયનવાટે ઝમતું હતું ? કયાં ગયું તે હૃદય ? મ્હારે અનુભવી નથી કહેવરાવવું. વ્યવહાર કૌશલ્યની પ્રશંસા નથી જોઇતી. હવે તો હૃદય જડ બની ગયું છે. પરંતુ પ્રથમના હૃદયને પુનઃ પ્રાપ્ત કરવાની ક્ષુધા તો અતૃપ્તજ છે. ઉલટું જગતના કટુતાભર્યા અનુભવો લેતાં "મુંગા માર" થી શ્રમીત થએલા મ્હારા પ્રથમ હૃદયને મહા ઉત્સુકતાથી શોધું છું. મહા દુર્દૈવ એ કે મૃતપ્રિયાવત તે હૃદયને સ્મરી સ્મરીને પણ રૂદન કરવા ભાગ્યશાળી થઈ શકયો નથી.

એક ઉત્તમ આદર્શરૂપ રાજમહાલયનું વર્ણન તો મ્હારો મોતી મીસ્રી કરી શકે છે. પહાડમાંથી એક અઘોર વનમાં ને વનમાંથી એક સમુદ્રના કિનારે ને સમુદ્રમાંથી એક ઝુંપડીમાં ને ઝુંપડીમાંથી બાગમાં એવા પ્રવાસ તો એરોપ્લેન સોંઘા થશે ત્યારે કરીશસ્તો ? ત્હેની મ્હને

તેટલી જીજ્ઞાસા નથી. સુંદરીઓના ઉત્તમ પોષાકનાં પ્રદર્શન તો રાત્રીના બાર એક વાગ્યા સુધી ખુલ્લાંજ હોય છે. ચરણમાં, વદનમાં ને નેત્રોમાં કમળની કલ્પનાથી કંટાળેલો છું. સૌંદર્ય તથા મુખાકૃતિ નીહાળવાં એ તો તસ્વીર કલાથી અતિ સુલભ થઇ રહ્યું છે.

કોઇ હૃદયની વાત કહો. કોઇ હૃદય ગ્રંથિના ઉકેલનો કોયડો બતાવો. કોઇ હૃદયોર્મિનાં પૃથક્કરણદર્શક ચિત્રો આલેખી આપો. કોઇ હૃદયને પાછું રડતું કરી આપો.

૧૫ થી ૨૫ વર્ષની મ્હારી વયનો સમય કોઇ વિલક્ષણ પ્રકારનો હતો. મહાવિદ્યાલયના દ્વારમાં પ્રવેશ કરતાંજ મ્હને કોઇ નવીન જ ક્ષેત્ર પ્રાપ્ત થયું. થોડાજ કાળમાં કલ્પનાકાન્ત નામક એક વિદ્યાર્થી સાથે મ્હારી મિત્રાચારી બંધાઇ. કલ્પનાકાન્ત ઉમંગી તથાપિ ઉપયોગીઉદ્યમરહીત હતો. તેને પર્યટનનો છતાં એકાન્તનો છંદ હતો. સ્વાર્થનો ઉદાસીન છતાં ઘણાનો સ્વાર્થ બગાડે એવો હતો હાઇ જમ્પની ( ઉંચી છલંગની ) શરતમાં તે પ્હેલે નંબરે આવતો. ભણવામાં ઢઠ્ઠો હતો પણ ઘડીભર બધા વિદ્યાર્થીઓને પોતાના માર્મિક ને ટોળીલા વાર્તાલાપથી પોતાનામાં તન્મય બનાવી દેતો. મ્હારે ને ત્હેને ખાસ મિત્રાચારી થઇ જવાનું કારણ એજ હતું કે મ્હારો ઘણી રીતે તેના જેવોજ સ્વભાવ હતો અને તે ઉપરાંત મ્હારામાં વિશેષ ગુણ એ હતો કે એની " ચાલ તો કે ચાલો " એમ ઇચ્છાનુસાર હું વર્તતો તથા તેની જલ ત્યાં સ્થલ ને સ્થલ ત્યાં જલ જેવી વાર્તાઓ કહેવાનો તેનો રસ હું તોડી પાડતો નહીં. ઘણાજ થોડા સમયમાં અમારી મિત્રાચારી વજ્રલેપ થઇ ગઇ. હું ભાગ્યેજ તેના શીવાય જોવામાં આવતો.

સ્ત્રી જાતિના સમાગમમાં પશુવૃત્તિ ઉપર અંકુશ રાખવાનો પણ જાણે અભ્યાસ કરાવવાનો હોય તેમ મહાવિદ્યાલયમાં કેટલીક કુમારી-કાઓને પણ શીક્ષણ આપવામાં આવતું હતું. તેમાંની કનકજ્યોત્સ્ના પ્રતી સર્વ વિદ્યાર્થીઓની નજર આકર્ષાતી હતી. કનકજ્યોત્સ્ના જાણે તેમને આદેશ કરનારી એક રાણી હતી. સોશીયલ ગેધરીંગમાં કનકજ્યોત્સ્ના જે ટેબલ ઉપર બેસે ને જે ન્યાતની છું એમ જણાવે તેજ ન્યાતના ઘણાખરા થઇ જતા. ડીબેટીંગ સોસાયટીમાં એ સુધારક થાય

તો ઘણાખરા સુધારક થઇ બેસતા; એ સનાતની પક્ષીય થાય તો અમે પણ એજ મતના છીએ એમ કહી વિદ્યાર્થીવૃન્દ ઉભું થઇ જતું. કનકજ્યોત્સ્ના ભક્ષ્યાભક્ષ્યની વિરૂદ્ધ જણાય તો આર્યન અધરહુડ ઉભરાઇ જતું, કનકજ્યોત્સ્નાએ મંદીરે દર્શન કરવા જવાની ઇચ્છા દર્શાવી તો ઘણાખરા તિલક મુદ્રિત બની જતા. કનકજ્યોત્સ્ના એક દિવસ ભુલમા એક કાળું ને બીજું રાખોડીયા રંગનું મોજું પહેરીને આવી. બીજે દિવસે ઘણાખરાએ તેમજ કર્યું. કનકજ્યોત્સ્ના કોઇનેયે નમ્યુ આપતી નહીં, પણ ઘણાખરા તેની ભભકમાં અંજાઇ જતા હતા અને તેના સમાગમની આશાની લહેરમાં તણાયેજ જતા હતા.

બીજી એક કુમારીકા **માર્દવી** નામની હતી. મ્હારી દૃષ્ટિ ઘણુંખરૂં ત્હેની પર ઠરી રહેતી. અમારૂં ઘણીવાર તારામૈત્રક રચાતું. એકવાર તે કનકજ્યોત્સ્નાના જોવામાં આવી ગયું અને પરિણામે અમારા બન્ને પર તેની નજર કરડી થવા માંડી. એકવાર એમ બન્યુ કે વર્ગમાં જરા વ્હેલાં આવેલાં એટલે અમે ત્રણ જણ હતાં. સર્વોપરી સત્તાની ક્ષુધાતુર કનકે ઇર્ષ્યાથી માર્દવીને કંઇ મિષે ધક્કો મારી પાડી નાંખી. માર્દવી ફરીથી એ વિદ્યાલયમાં ન આવવાનો નિશ્ચય કરીને મ્લાન મુખે ચાલી. હું પણ તેની પાછળ પાછળ ચાલ્યો.

માર્દવી કયાં જતી હતી તેનું મ્હને ભાન નહોતું, તથાપિ માર્દવી મ્હને જુએ નહીં ને તેને હું અનુસરૂં છું, એમ જાણે નહીં તેને માટે પૂર્ણ ચિન્તાતુર હતો. માર્દવી સરીતશીલાપર બેઠી. હું વૃક્ષકુંજમાં પેંઠો માર્દવી નૌકામાં બેસીને ચાલી. મ્હેં સરીતામાં ડુબકીથીજ માર્ગ કાપ્યો. માર્દવી બાજુપર બે મોટા પર્વત આવતાં તેમાંના એકપર ચઢી ઉપરના પ્રાસાદતલે જઇ બેઠી, હું જોડેની ગુફામાં ભરાયો. માર્દવીયે ત્યાં એકાન્તમાં પોતાની હૃદયવેદનાને માર્ગ આપ્યો. માર્દવીનો વિલાપ હૃદયભેદક હતો. મ્હને ભય થયો કે માર્દવી રખેને અહીં આત્મઘાત કરવા આવી હોય! માર્દવીનું હૃદય કોઇ આશ્વાસન દેનારને શોધતું હતું. "આ જગતમાં મ્હારૂં કોઇજ નહીં?" એમ નિરાશાયુક્ત શબ્દો પણ તેના મુખમાંથી નીકળી ગયા. મ્હારામાં ધૈર્ય આવ્યું. હું સામે જઇ ઉભો.

માર્દવી આનંદમાં આવી ગઇ. હસવા લાગી. વિશેષ બોલી તો

તો નહીં, પણ મ્હને જીવનમિત્ર લેખતી હોય તેમ વાર્તાલાપ કરવા લાગી. તેનાં પાલક માતાપિતા મ્હારીજ જ્ઞાતિમાં છે એમ કહી વ્યંગ અર્થમાં અમારા સંબંધ વિષે ઇશ્વરી સાનુકુલતા જણાવી; પરંતુ મ્હારો ને ત્હેનો પરીચય કલ્પનાકાન્તથી ગુપ્ત રાખવા વિષે માર્દવીએ વચન માંગ્યું તે કારણે વૃત્તીપૃથક્કરણ કીયા મ્હને ઘણીજ કઠણ થઇ પડી.

માર્દવી ને કલ્પનાકાન્તને કશો સંબંધ નહીં હોય? પ્રશ્ન પુછતાં તેણે જણાવ્યું કે તેઓ પણ મિત્ર હતાં. ઘણીવાર કલ્પનાકાન્ત તથા માર્દવી બે ભીરૂ થઈ ટેનીસ ટુર્નામેન્ટમાં કનકજ્યોત્સ્ના તથા તેના ભીરૂઓનું અભીમાન ઉતરાવતાં. તથાપિ માર્દવીના કહેવા પ્રમાણે અમારો સંબંધ જુદીજ પ્રકારનો હતો. તે કેવો તે હું સમજી શક્યો નહીં

માર્દવીને ત્યાં હું ઘણીવાર જવા લાગ્યો. કલ્પનાકાન્તે અમારી પહેલી મુલાકાતેજ ઉપરોક્ત વાત જાણી. પહેલીજ વખતે માર્દવીને ત્યાં જવા તત્પર થયે, કલ્પનાકાન્તે જોડે મળવા આવવાની ઇચ્છા જણાવી. માર્દવા અમો બન્નેને સાથે જોતાં શરમાઇ, પણ ઘણાજ અલ્પ સમયમાં અમો ત્રણે સમાગમ–સુખોપભોગ કરવા લાગ્યાં. ગમે તે બે ભેગાં થઇને ત્રીજાને ઉચ્ચસ્થાને ચઢાવીને પછાડતાં. અનુકુળતા મળ્યે માર્દવી મ્હને કહી દેતી કે અમારો સંબંધ જુદા પ્રકારનો હતો.

માર્દવીને ત્યાં તેની સહચરી **પ્રમીલા** સાથે મ્હારે ઓળખાણ થયુ. પ્રમીલાનો રંગ મેઘવર્ણો હતો, તેની આંખની ચમક ઓર હતી. ધૈર્યશીલ હતી, દુનીયાનાં દુઃખોને ઠોકર મારે એવી બેપરવાઇવાળી દેખાતી હતી મોજીલી હતી. મન મળ્યું તો પ્રાણ આપે એવી હતી. તિરસ્કાર કરનારનો પ્રાણ લે એવી હતી. મોટું, નાનું, ગરીબ, તાલેવંત એવા એવા ભેદોને કચરી નાંખતી હતી. કનકજ્યોત્સ્નાપર ઘણીવાર કટકટીયાં ખાતી, અને ગુમાનથી કહેતી " એ જ્વાલામુખી શક્તિ છે, ને જગત્‌માં અનેક જાતના ભેદ ઉત્પન્ન કરે છે. તો હું વરૂણ શક્તિ છું, ને તેના કરેલા ભેદોનો જડમુળથી નાશ કરૂં છું " પ્રમીલા મદાંધ હતી.

એકવાર માર્દવીને ત્યાં તેની બીજી સહચરી " હરીપ્રિયા " નું મ્હારે ઓળખાણ થયું હરીપ્રિયાની મુખાકૃતિ આબેહુબ પ્રમિલા જેવી હતી. વર્ણમાં મહા અંતર હતો. હરીપ્રિયા શુદ્ધગોરી તથા શાન્ત હતી

સુક્ષ્મ દૃષ્ટિએ જોતાં તેનામાં પ્રમિલાના બધા સદ્‌ગુણો હતા. વય પ્રમિલાથી ઘણું મ્હોટું હતું. તથાપિ તારૂણ્ય વિશેષ હતું. હરીપ્રિયા ઉચ્છૃંખલ નહોતી. પ્રમિલા પેઠે સહજ સહજમાં હસી પડતી કે ક્લેશમયી બની જતી નહોતી. કદી કદી પ્રમિલા ઉગ્ર જણાતી.

મારૂં હૃદય પ્રમિલા તથા હરીપ્રિયા બન્નેયમાં લુબ્ધ થયુ. સમય ગયે મ્હારા હાથમાંયે ન રહ્યું. જુલમગાર બન્યુ. સ્મરણમાં એકની પાછળજ બીજી નેપથ્યમાં ઉભીજ હોય. વિચારમાં એકની જવનીકામાંજ બીજી. સ્વપ્નમાં પણ એક પલટાઇને બીજી બની જતી.

એકવાર નગરમાં એક મહા સંમેલન ભરાયલું. "પ્રમીલા" ના અભીનંદનાર્થે લોકો હોંશભર્યા પ્રશંસા ચર્ચા ચલાવી રહેલા. પ્રમિલાને કાશીનિવાસી પંડીતોએ પુર્ણ સ્વાતંત્ર્ય આપી ધર્મબંધનથી મુક્ત કરી કુલાચારાગ્રહી વડીલજનોએ પ્રમિલાને પૂર્ણ સત્તા આપી પ્રણાલિકા બંધનથી વિમુક્ત કરી. નૃપાલોએ પ્રમીલાને વસ્ત્રાદી અલંકારાદિ તથા વર્ષાસનાદિથી વધાવી લીધી. સમ્રાટે પ્રમિલાને કોઈપણ પ્રદેશમાં પર્યટન કરવાનો પરવાનો આપ્યો. આખું નગર "પ્રમિલા" ને અભીનંદવા ઉભરાયલું. હું એક ઉદાસીન વૃત્તિથી દુરથી સંમ્મેલનોત્સાહ જોતો વિચારગ્રસ્ત વેગળો ઉભો રહેલો.

મ્હારી પાસે એક ઢાંકેલા મ્હોંએ સ્ત્રી આવી મ્હને પુછવા લાગી. "નગરમાં આટલો ઉત્સાહ રેલાઇ રહ્યો છે ને તમો અહીં દુરજ કેમ ઉભા રહ્યા છો? તમો હૃદયવિહીન છો? ગ્રામ્યવાસી છો? અશિક્ષીત હોઈ પ્રમીલાના ગુણથી અજ્ઞાત છો?" ઉત્તરનો અતી આગ્રહ થતાં મ્હેં જણાવ્યુ "હું મૂઢ છું, અજાણ્યોછું, સંશયી છું, એ સત્ય છે તથાપિ મ્હારી દઢ માન્યતા છે કે જેને સમાજ હારમાળા અર્પી રહ્યો છે, જેના માનમાં તરૂણ બાળાઓ ગાન કરી રહી છે, જેની આસપાસ આખું નગર પૂજક બની વીંટાઇ વળ્યું છે તે પ્રમીલા નથી. સ્ત્રીએ અટ્ટાટ્ટ હાસ્યથી કહ્યું "શું આટલા બધા જનો ભુલાવામાં ભમે છે?" મ્હેં ઉત્તર આપ્યો. "તેમ હું કહી શકું નહીં પરંતુ માન્યતા તથા તર્કનો વિરોધ થવાથી કહું છું કે હું મુઢ છું, અજ્ઞાન છું પણ મ્હારો દઢ નિશ્ચય છે કે એ પ્રમીલા નથી." તરૂણી હસીઃ "પાંથીક! સત્ય છે. એ પ્રમીલા નથી પણ **વસંતમોહિની**."

વિદ્યુતના ચમકાર જેટલા સમયમાં વિલાસી સ્ત્રીએ મુખપરનો પડદો ઉંચો કર્યો, મ્હને મુખ બતાવ્યું, તત્ક્ષણેજ પડદો નાંખી દીધો ને પાણીને વેગે ઉડી ચાલી.

સ્ત્રી પ્રમીલાજ હતી. પ્રમીલા મ્હારા ચિત્તને ચોરીને ચાલી ગઈ. રખેને પકડી પાડી પાછું પડાવી લઉં યા કોઇને સહાયે બોલાવું. પ્રમીલા મ્હારે ત્યાં મળવા આવવા લાગી. કોઇવાર કલ્પનાકાન્ત, હું, માદવી તથા પ્રમીલા તો કોઇવાર કલ્પનાકાન્ત, માર્દવી હું તથા હરીપ્રિયા, નદી નાવ સંયોગનો લાભ લઈ કલ્લોલ કરતાં. મ્હારો પ્રમીલા સાથેનો સંબંધ, મ્હારો હરીપ્રિયા સાથેનો સંબંધ તેની એકે ઉપમા મ્હને જડી નહીં, પતિ પત્ની, માતા પુત્ર, પ્રણયિ પ્રણયિની, પિતા પુત્રી, સેવ્યા સેવક, કોઇપણ સંબંધ અંશનો પ્રશ્ન દુર કરતાં પ્રકારમાં પણ સામાન્ય ગુણવાહક જણાયો નહીં. એ સંબંધને પ્રમીલાસંબંધ યાતો હરીપ્રિયાસંબંધ એ અભીધાન અર્પીનેજ સંતુષ્ટ રહેવું પડે.

સર્વેને ચતુષ્ટય સમાગમ કલ્લોલરૂપ હતો. માત્ર હુંજ સમાગમના પ્રહરો વિત્યા પછી રડયા કરતો. સમાગમમાં ભાગીદાર થવાથી હું જાણે દોષવાન બનતો હતો. બીજે પક્ષે એ પણ હતું કે કોઇપણ સમયે હરીપ્રિયા તથા પ્રમીલાને મ્હેં સાથે જોઇ નહીં. બન્નેની મુખાકૃતિ એક, બન્ને મહા સામર્થ્યવતી, પ્રભાવમયી, તથા પુણ્યશાળી. બન્નેના સદ્‌ગુણો એક, બન્નેની સંગીત તથા કાવ્ય વિનોદની રૂચી એક, બન્નેની મૈત્રીણી એક, છતાયે એમ તો નજ બન્યું કે પ્રમીલા ને હરિપ્રિયા બે જોડે હોય. શું તેમના હૃદયમાં મ્હારી પેઠે કોઇ શલ્ય હતું ? તે શલ્યને કારણે શું ઇર્ષ્યાથી તેઓ સાથે રહી શકતાં ન હતાં ?

મસ્તકમાં બન્નેએ ઘુમી રહી, હૃદયમાં ઉંડો જખમ વાગ્યો. લોહીની સેરો છુટી, રૂઝ આણવાનો ઉપાય સમયના હાથમાં રહ્યો નહીં. સ્મરણશક્તિયે ઘેલો બનાવ્યો, તુલનાત્મક શક્તિ નષ્ટ થઇ, વિવેક જ્ઞાન તથા ઇન્દ્રીયસુખવિચારોયે વૈર કરી વિદાયગિરી લીધી. મ્હને અન્ય તર્ક વિતર્કનું આતિથ્ય સ્વિકારવાનો પ્રતિબંધ કરી, બેચેનીયે બેશુદ્ધિને નિમંત્રી.

શરીર કદાચિત્ બે સરખે હીસ્સે અર્પણ કરી શકાય પણ મન એકજ હતું. પ્રાણ એકજ હતો. એક પ્રેમની કથા અકથનીય તો બે પ્રેમની કથા કોણ કલ્પી શકે !

પ્રમિલા ને હરિપ્રિયા કોણ હશે? ઉષા તથા રાત્રિ તો ન હોય? તુર્તજ જાગ્રત થયેલાને ભ્રમ ઉત્પન્ન કરાવે એવી પ્રાતઃકાલ અને સાયં-કાલમાં એક સરખી, એક સ્વરૂપ વાળી કાલઘડી હોય છે. જગતનું સ્વરૂપ પણ તે સામાન્ય કાલઘડી સમગ્રે "હવે તો ઉષાકાન્તનાં દર્શન થશે કે રજનિકાન્તનાં" એમ તન્દ્રિત બુદ્ધિમાનને પણ અનિર્ણીતા-વસ્થામાં નિમગ્ન કરી દે છે. તે સામાન્ય કાલઘડી રૂપ પ્રમિલા હરિ-પ્રિયા દીસતી. ઉષા કોણ ને રાત્રિ કોણ? દીનની મહત્તા વિશેષ કે રાત્રિની? કોણ કહી શકે? ઉપરોક્ત તન્દ્રિત બુદ્ધિમાન કરતાં મ્હારો વ્યાકુલતાકાલ કોટી ગણો હતો. સ્વનો કે પરનો પૂર્વ અનુભવ મ્હારી સહાય્યે આમંત્રી શકાય એમ નહોતું. પ્રારબ્ધે વા પરમેશ્વરે શું મનુષ્ય જીવન કાલને અહોરાત્રી આ રીતીયેજ નષ્ટ કરતી જાય છે એવો ઉપદેશ કરવા આ યોજના નિર્મી હશે? ના, "વિષ કોઇ આપે તો લેશો નહીં" એવો ઉપદેશ સચોટ કરવાને અર્થે વિષપ્રાશનનોજ ઉપાય કરે એવો આર્યભિષક્ પ્રારબ્ધ કે પરમેશ્વર ન હોય.

શું, પ્રમિલા ને હરિપ્રિયા સરખી મુખાકૃતિ તથા સરખી પ્રકૃતિના અશ્વિનો તો ન હોય? કલિકાલ રસ વૃત્તિથી પ્રેરિત થઈ સ્ત્રીવેશ ધારણ કરી સહચારી અન્ય દેવ યુવકોને અભિનયકલા તથા પ્રણય પ્રાવિણ્યનું દિગ્દર્શન કરાવી આનંદ આપવાની ઇચ્છાથી, પશુબલિવત્ હું સહે ક્રિડા કરી રહ્યા નહોય? પ્રભુ જાણે. હા, જન્મવયકુલાદિ અંતર્ ગોષ્ટી સમયે પ્રમિલા તથા હરિપ્રિયા બન્નેયે મ્હને તત્ક્ષણેજ તોડી પાડતી હતી પરંતુ અશ્વિનો તો વ્યાધિને નિર્મુલ કરનારા હોય, આમણે તો બન્નેયે મ્હને વ્યાધિગ્રસ્ત કરી મુક્યો હતો. શાસ્ત્ર કથન પ્રમાણે અશ્વિનો સાગરમાં આપત્તિમાં આવેલી નૌકા તથા પ્રવાસિયોનું રક્ષણ કરનાર તરિકે વિખ્યાતિ પામેલા છે. મ્હારૂ ભાગ્યુ તુટયુ હે.ડકુ તો હરિપ્રિયા કે પ્રમિલાના માત્ર આગમનથીજ, તેમના વજનથીજ, ડગમગ ડોલી સમુદ્રને તળીયે જઇ બેસવાની તૈયારી કરતું હતું.

હરીપ્રિયા શરદપૂર્ણિમાની ચાંદની પ્રવર્તક હતી, તો પ્રમીલા દીપોત્સવી નીયામક હતી. હરીપ્રિયાના પ્રભાવે સર્વે સ્થળે આલ્હાદજનક પ્રકાશ થતો. પણ પ્રમીલા પોતાના કોમળ હસ્તે દીપકજ્યોતી લઇ માર્ગ બતાવતી, આગળ આગળ ચાલતી હતી. હરીપ્રિયા ઘણા દુરની સૃષ્ટિ સૌન્દર્ય લીલા નજર પાસે આણી મુકતી હતી. પણ સર્વ કાંઇ

માત્ર દુરથીજ:તેથી અસંતોષ રહેતો. મ્હને દીપકજ્યોતિની ધુણીયે લાગી હતી. પ્રમીલા સ્વમાન, સ્વાત્માર્પણ માર્ગે દોરતી હતી. તથાપિ અણુ-ચિન્ત્યા આકસ્મીક દુર્દૈવ સંબંધે અંધકારમાં રાખતી હતી.

આ કે એ? હૃદયનું માલીક કોણ? જીવનપોષક કોણ? મ્હારી ખાતર એકજ આત્માનાં બે શરીર બની ન રહે? એકાન્તીક સંકેત સ્થાને હરીપ્રિયાનું નામ લેતાં પ્રમીલા નીચું જોઇ ભુમી ખણ્યા કરતી. ના તો વિસ્મરણ કરાવવા પ્રયત્ન કરતી, ના તો તેને મૈત્રીણીરૂપે સ્વીકારવારૂપ ઉપકાર કરવા જરીયે તત્પર થતી દેખાતી. મૌન્ય સ્મિતથી મ્હારા હ્રદયને ચીરી નાંખતી. હરીપ્રિયા તો મ્હારા મનમાંયે પ્રમીલા આવતાં નિષ્ઠુર બની મ્હને ત્યજીને અદશ્ય થઇ જતી. "પ્રમીલા" એટલો શબ્દોચ્ચાર તો શકયે નહોતો. હરીપ્રિયા મ્હારી બોલાવી આવતી નહીં. પ્રમીલા જરા તો "વિશ્રાંતી લેવા દે" કહ્યું ગણકારતી નહીં. હરીપ્રિયા મ્હને પાણીથી પાતળો કરી નાંખતી. પ્રમીલા ઉચ્ચ અને તેથી ઉચ્ચ ગીરીશીખરે ચઢાવતી પણ ભુલ ખવરાવતી, અને બેશુદ્ધ થઇ જવાય, ત્હોયે ભુલભુલામણીમાં ચકરડી ભમરડી ખવરાવતી, ત્હોયે નિષ્ઠુર થતી અટકતી નહીં

હરીપ્રિયા હું ગમે તેવી સ્થીતિમાં હોઉં તેવી સ્થીતિમાં સમક્ષ આવી ઉભી રહી મ્હને નીચું જોવરાવતી. પ્રમીલા તેવા પ્રકારનો આનંદ ભોગવતી નહોતી. તથાપિ જગતમાં મ્હને મુર્ખ તથા તિરસ્કારપાત્ર બનાવતી.

મ્હેં તેમનું શું બગાડયું હતું? શું બન્ને કોઇ સ્વર્ગની અપ્સરાઓ પોતાનું બળ મ્હારાપર અજમાવી પોતપોતાની મહત્તા સ્થાપન કરવાના ચડસે ભરાઇ હતી? તેમનું હ્રદય મ્હારા પ્રત્યે હજારમા અંશે પણ આકર્ષાતું હતું? એટલું સત્ય કે પ્રમીલા મ્હને મળવા આવી નહોય એવો એક પણ દીન નહોતો કે હરીપ્રિયા મ્હને મળી ગઇ નહોય એવું એક પણ સપ્તાહ નહોતું. પણ મળ્યા વિના ન રહેવું તેનો અર્થ મળ્યા વિના ન ચાલવું થાય? પ્રભુ જાણે.

એક શુલ હ્રદયમાંથી નીકળી શકે નહીં? હરીપ્રિયા માત્ર સપ્તાહમાં એકજ વાર મળતી. પ્રમીલા રોજ આવતી. પ્રમીલાનો પ્રેમ વિશેષ નહોતો? એમના આછાવત્તા પ્રેમપર મ્હારી શાન્તિ કે મ્હારો નિશ્ચય અવલંબીને ન રહે? હરીપ્રિયા આવતી ત્યારે ઘણો સમય રહેતી અને

મ્હને ઠપકારતી, પાણી તુલ્ય કરી નાંખતી. છતાંયે જતે જતે એક એવો આશ્વાસન શબ્દ કાને નાંખી જતી કે ઘણી વારતો પ્રમીલાના સંયોગમાં હરીપ્રિયાના વિયોગે ઝુરતી દશામાં રહેતો. પ્રમીલા મદીરાપાન કરાવતી. હરીપ્રિયા સબજા પાતી.

પ્રમિલા કે હરિપ્રિયાનું આગમન થાય છે એમ જાણતાંજ તૃતિયાંશ હૃદય અલ્પદષ્ટિથી કિલકિલાટી કરતું આનંદિત થતું, પરંતુ અવશેષ હૃદય આગંતુક દુર્દશાથી ધડકતુ બીચારૂ બની નિરૂપાયે નિશો કરી નેત્રો મીચી બેશુદ્ધ બની તેઓ જાય ત્યાં લગી પડી રહેતું. જાગ્રત થતાં જાણતું કે અચેતનાવસ્થામાં ઘવાયું હતું. ચૈતન્ય આવતાં તાજા ઘાની પિડાથી રડતુ તથાપિ પુનર્ પ્રસંગે નિશેઃ કરી પડી રહેવાનુંજ પસંદ કરતું.

એક તુલાનાં બન્ને ત્રાજવાં સરખાં ઉતરતાં હતાં પણ પરીણામે દાંડીની આયુષ્યદોરી તુટુંતુટું થઇ રહી. મ્હને જ્વર લાગુ પડયો હૃદયપર થાડ થાડ સામા સામી ઘાણ પડયે જતા હતા. પહેલો, ને પહેલીનો ઘાણ કેમ પડવા દીધો તેની રીસેજ જાણે બીજો; એમ પ્રહાર પડયેજ જતા. હૃદય બળી ગયું, પણ ત્હેની રાખ થઇ નહીં. હૃદયની કણીયે કણી જુદી પડી પણ ત્હેની ચીકાશ ગઇ નહીં.

જ્વર ધીરે ધીરે વધતો ગયો. હું પથારીવશ થયો. ગાલ સુકાઇ ગયા. મ્હોં બીહામણું થઇ ગયું. નાડી ધીમી પડી ગઇ. વૈદ્યોએ આશા છોડી. જીવન અસ્તીત્વની માત્ર અખંડીત અશ્રુધારાથી પ્રતિતી થતી હતી. થોડાજ સમયમાં માર્દવી, કલ્પનાકાન્ત, પ્રમીલા તથા હરીપ્રિયાને ખબર પડી કે તેમનો અભાગી મિત્ર તેમનાથી કાયમને માટે વિખુટો પાડવાનો હતો. એક સમયે મ્હારા પલંગની આસપાસ ખિન્ન હૃદયે કલ્પનાકાન્ત, માર્દવી તથા હરીપ્રિયા મ્હારા સામું જોઇ રહેતાં બેસી રહ્યાં હતાં પ્રહરના પ્રહરો વીતી ગયા. સર્વેએ મળીને સ્વજન પ્રેમથી મ્હને શું થાય છે, આટલી માંદગીમાં પણ અક્ષય અશ્રુપાત કેમ ચાલી રહ્યા છે, તે સંબંધે દીન વાણીથી પુછ પુછ કર્યું. પણ હું શું બોલું? મ્હને શું થતું હતું, મ્હારે શું જોઇતું હતું, તે હુંજ સમજી શકતો નહોતો. મ્હારા મુખ ઉપર લજ્જાનો પશ્ચાતાપનો વિકાર છવાઇ રહેલો માત્ર દેખાતો હતો. અંતે કલ્પનાકાન્તે સુચના કરી કે મ્હને સ્થલાંતર કરાવવું. હરીપ્રિયાએ તુર્તજ પોતાના એક મંદીરની (હવા ખાવાની જગાએ આવેલી) હવેલી ખોલાવી આપવાનું કહ્યું અ્યાપણી

પ્રસન્ન પુજારીન.ળા મંદીરની હવેલીમાં ઠીક પડશે." એમ કહેતાં સર્વેનો નિશ્ચય તેજ થયો. સમય ઘણો થયો હતો. મ્હેં સર્વેને કહ્યું "આમ બેઠે પાર નહીં આવે, હવે તમે સર્વે ઉઠો." સર્વે ઉઠયાં. આગળ કલ્પનાકાન્ત તેની પછી માર્દવી તથા તેની પાછળ હરીપ્રિયા એમ જવા તત્પર થયાં. સર્વે જવા માંડયાં. મ્હારામાં કોઇ અલૌકિક સન્નીપાત જેવું જોર આવ્યું મ્હેં પલંગ પરથી છલંગ મારીને હરીપ્રિયાનો છેડો પકડયો.

"હરીપ્રિયા! તમે પણ મ્હને મુકીને ચાલ્યાં જશો?" હરીપ્રિયા મ્હારા તરફ રોષની નજરે જોઇ રહી. મ્હારા દુર્બળ હાથને ઝટકો મારી છેડો છોડાવી ચાલતી થઇ. હું પલંગપર પડયો. જીવનશક્તિ માત્ર અશ્રુધારા રૂપેજ બની રહી હોય તો તેનો અંત આણી મ્હારો છુટકારો કરૂં. હું અતિ રોયો. સર્વે મ્હારો અવાજ સંભળાય તેટલા સ્થલાવકાશની બ્હાર નીકળી ગયાં હતાં.

હાય હાય આટલી નિષ્ઠુરતા? આવું ક્રુર હૃદય? અને છતાંયે મ્હેં મ્હારો આત્મા વીણ મુલ્યે વેચી દીધો હતો? મ્હારા કરતે યજ્ઞપશુ મહાભાગી કે તેના બે કડકા કરતાં પહેલાં તેની પૂજા પણ કરવામાં આવે છે તથા તેને પુષ્પમાળા અર્પવામાં આવે છે. મ્હારા એક ઘાએ બે કડકા કરી નાંખવામાં આવ્યા હતા તથાપિ પ્રસાદરૂપે પણ મ્હારો પ્રાણ હરણ કર્યા પછીએ સ્વીકાર કરવા એકકે તૈયાર નહોતી. તેમને કાંઇ પણ પ્રશ્ન પુછવા પુરતું પણ મ્હારૂં ધૈર્ય તેઓની જ્યોતીથી હણાઇ ગયું હતું. હું આત્મઘાત કરી બેસત પણ હરીપ્રિયાને ગયે પુરી ત્રણ પળ નહીં થઈ હોય એટલામાં પ્રમીલા આવી. મ્હને આશ્વાસન આપવા લાગી.

હૃદય સમજવું ઘણુંજ કઠીન છે. પ્રમીલા આશ્વાસન દેતી હતી, હરીપ્રિયા મ્હારો તિરસ્કાર કરીને ચાલી ગઇ હતી. તથાપિ વિપરીતજ કે આ ક્ષણે પ્રમીલા કરતે હરીપ્રિયાનું ત્રાજવું નમતું થયું ને તે પ્રમીલાની સામીપ્યમાંજ. શું મ્હને એમ લાગ્યું કે હરીપ્રિયા પ્રથમ આવી? પ્રમીલા માત્ર પાછળથી કૃત્રિમ પ્રણયવાર્તાલાપ કરતી હતી? પ્રભુ જાણે.

મ્હારો કેટલોક કાળ અચેતનાવસ્થામાં ગયો. મ્હને શુદ્ધી આવી ત્યારે એક મંદીરની હવેલીમાં હું સુતેલો હતો. આસપાસ કોઇજ

નહોતું. મ્હેં ચારે તરફ નજર કરી સર્વે દીશામાં અંધ હતું. પણ મ્હારા પગ ભીના હતા. તર્ક સંકલનાથી હું સમજ્યો કે મ્હારી અચેતનાવસ્થાના આખા સમયમાં કોઇ તરૂણીએ મ્હારા પગે માથું મુકી રડયા કર્યું છે.

તે કોણ? પ્રમીલા કે હરીપ્રિયા? તેના અશ્રુપાતના ઉપચારેજ મ્હને પુનર્જીવન પ્રાપ્ત થયું હતું.

મ્હને આ ગુંચવણભર્યો કોયડો કોણ ઉકેલી આપે? જીવનની આશા નહોતી તેને સ્થળે મ્હારી બધી શક્તિઓ મ્હને પ્રાપ્ત થઇ હતી. જીવનભર અણમુલા દાસ થઇ રહેવાનો મ્હને શોખ થયો હતો. મ્હારો એ સંબંધે નિશ્ચય થયો હતો. આવી બીમારી હજાર વાર આવે ત્હોયે મ્હારા પ્રાણરક્ષકને મ્હારો આત્મા વિણમુલ્યે વેચી દેવામાં મ્હારી જાતને હું ધન્ય માનું.

પણ કોણ? કોણ, પ્રમીલા કે હરીપ્રિયા? મ્હારી ગુંચવણનો અંત આવ્યો. પલંગની સામે આવેલા આયના પર મ્હારી નજર પડી ત્યાં લખેલું હતું.

હરીપ્રિયા તે બની પ્રમીલા, પ્રમીલા તે હરીપ્રિયા;
મહચ લોલક અદઢ મન તુજ, વ્યર્થ શી કરવી મયા.

હું સ્તબ્ધ બની ગયો. હરીપ્રિયા તેજ પ્રમીલા હતી. શ્લોકનાં ચારે ચરણ જુદા જુદા હસ્તાક્ષરમાં હતાં. પ્રથમ ચરણ કલ્પનાકાન્તનું, બીજું પ્રમીલાનું, ત્રીજું માર્દવીનું ને ચોથું હરીપ્રિયાનું. આશ્ચર્યોત્પાદક દુઃખ સ્તંભન માત્ર પાંચેક પળ રહ્યું હ્રદયપર દુઃખશીલા ધસી પડી.

હરીપ્રિયાએ મ્હારો ત્યાગ કર્યો? હવે હું હરીપ્રિયાનું મુખ કદી પણ જોઇશ નહીં ચારે દીશાઓમાંથી ખડખડાટ હાસ્ય સહીત નિષ્ઠુર અવાજ આવતો? લાગ્યો. "નહીં. નહી નાલાયક? કદીયે નહીં." ખરે-ખર હું નાલાયક હતો. મ્હારા પાપનીજ યોગ્ય શિક્ષા મ્હને કરવામાં આવી હતી. વસંતમોહીનીને ઓળખતો હોવા છતાંયે કોઇ ન જાણે એમ એક બે વાર વસંતમોહીનીના રંગભુવનની આસપાસ કૌતુક ખાતર પણ ભટકી આવ્યો હતો. પ્રમીલાએ તે જાણ્યું હોવું જોઇએ. હું તેની ઠોકર માટે પણ નાલાયક હતો. માનભુખ્યા થઇ "પંડીતા" સમક્ષ મ્હેં હરીપ્રિયાની તિરસ્કારપાત્ર અવગણના કરી હતી. હરીપ્રિયાયે

જાણેલુંજ: મ્હારા પાપનુંજ ફળ મ્હને મળ્યું હતું. મ્હારો ત્યાગ કરવામાં ચારેની સમ્મતી હતી. ચારેએ મ્હારો ત્યાગ કર્યો હતો.

હરીપ્રિયા ! મ્હેં ત્હને ઓળખી નહીં. હવે પસ્તાઉં તેથી ત્હને દયા આવે ખરી ? એકવાર ક્ષમા કર. એકવાર આ નાલાયક પાપીનો તિરસ્કાર કરવા પુરતીયે ત્હારૂં મુખદર્શન કરાવ. મ્હારો યુવાકાળ જતો રહેશે પછી ઘણા વર્ષો વીત્યા પછી કદાચીત્ તું ક્ષમા કરી કૃપા કરીશ તો તેથી મ્હારો શો અર્થ સરશે ? હૃદયોદ્દગારો નિકળી ગયા.

"જોબન બીતી જાય, મીલનેકી પલ દેખકે દુર્બલ તેરો મુખ કરમાય; મોસેં સહો ન જાય. પા પરૂં માગે જો સો મૈંય લા ધરૂં, કયા કરૂં, જી પછતાય."

હરીપ્રિયા ! ત્હને તો ચિરંજીવ યુવા પ્રાપ્ત છે. ઉત્તરાવસ્થામાં તું પ્રસન્ન થઇ ફરી ત્હારૂં કમલમુખ કદાચ બતલાવીશ પણ ત્યારે હું શું કરીશ ? મ્હારાજ હાથમાં જયેષ્ટીકા હશે ત્યાં હું ત્હારી વનોપવનમાં સાથે સાથે ફરવાની ઇચ્છા શી રીતે પુર્ણ કરીશ ? એકી પલાંઠીએ ત્હારી સાથે ત્રણ ચાર કલાક સુધી વાર્તાલાપ શી રીતે કરી શકીશ ? ત્હને મ્હારો પરાજય કરવામાં મઝા શી આવશે ? ને મ્હને ત્હને જીતવા પ્રમત્ત થયેલીને મ્હાત કરવાનો આનંદ શેં પ્રાપ્ત થશે ?

હરીપ્રિયા નિષ્ઠુરજ હતી. મ્હારા કાલાવાલા ન ગણકાર્યાં. મ્હારા ભીંતમાં મસ્તકપ્રહાર નિષ્ફળ ગયા. મ્હારા ફાટે ઘાંટે કરેલા પોકાર વ્યર્થ થયા. હરીપ્રિયા ગઇ તે ગઇજ.

આજ મ્હારી નાલાયકી. દુઃખ પડયે કોણ નથી રોતું ? કોણ પશ્ચાતાપ નથી કરતું ? કોણ ક્ષમા નથી માગતું ? કોણ નવા નિશ્ચયો નથી કરતું ? પણ દુઃખ વિરામ પામ્યા પછીયે હું તલભાર પણ ઉન્નત થયો નહોતો. હરીપ્રિયા નિષ્ઠુર ન હતી. હુંજ માત્ર યોગ્યાયોગ્યતાવિચારવિહીન સ્વદોષાંધ રહ્યો હતો. હરીપ્રિયાનું દર્શન પણ મ્હારા જેવાને શેનું હોય ?

મ્હારા દુઃખદ પોકાર સુણી મંદીરનો "પ્રસન્ન" પુજારી મ્હારી પાસે દોડતો આવ્યો. તેણે જણાવ્યું કે હરીપ્રિયાનો તે દાસ હતો. જે કંઇ સંબંધ મ્હારો હરીપ્રિયા સાથે યોજાયો હતો ત્હેની સ્મરણી તરીકે તેણે ત્હેને મ્હારી તહેનાતમાં સોંપ્યો હતો.

મ્હારાથી રહી શકાયું નહીં. હું તેના ઉછંગમાં માથું મુકીને રોયો. એક વૈદ્ય આગળ મુક્ત હૃદયે જેમ રોગથી કંટાળી ગયેલો પુરૂષ અથથી તે ઇતી સુધી નાની મોટી સંબદ્ધ તથા અસંબદ્ધ સર્વ

હકીકતનો ઉભરો કહાડે તેમ મ્હેં કહાડયો. પણ "વિપરીતતા ? જેમ જેમ હું મ્હારા દુઃખની વાર્તા કરતો ગયો તેમ તેમ ત્હેનો ચ્હેરો પ્રફુલ્લીત તથા તેજવંત થતો ગયો.

શું મ્હને પ્રસન્ન તરફથીએ આશ્વાસન મળવાનું નહોતું ? તે અંતર ખુણે હસતો:હતો મ્હારી મુર્ખાઇને કે કોઇ ઇર્ષ્યાને કારણે ? મ્હને દુઃખી થયેલો જોતાં ત્હેને ગુપ્ત આનંદ થતો હતો ? શું સ્વામિની પેઠે તે પણ નિષ્ઠુર હતો ? ના, તેની તર્કમાલા જુદીજ ચાલતી હતી. પરંતુ ત્હેના આશ્વાસનથી મ્હારો જ્વર શમી ગયો. માત્ર થોડાજ સમયમાં આપો-આપ મટી જાય એવી અશક્તિ રહી. મ્હારી વાર્તા પુરી થતાં તે ખડખડાટ હસ્યો. તેણે કહ્યું

"અહો તમે ભાગ્યશાળી છો કે હરીપ્રિયા ત્હમને મળવા આવતી હતી. ત્હમારા અસંતોષથી મ્હને અટ્ટહાસ્ય થાય છે. આ નગરના કંઇક યુવકો વસંતમોહિનીના નેત્રકટાક્ષથી ધન્ય જીવન માને છે. કંઇકને વસંતમોહીની પ્રમીલા બનીને ધન્ય જીવન મનાવે છે. અલ્પ જનોને પ્રમીલાની કૃપા પ્રાપ્ત થાય છે. અને માત્ર વિરલનેજ હરીપ્રિયાની કૃપા કટાક્ષની પ્રાપ્તી થાય છે. તમે તે કૃપા નિરંતર માટે પ્રાપ્ત કરી શકયા નહીં તેનો આટલો શોક કરો છો ? કયાં વૃજનિવાસી હરીપ્રિયા ? કયાં ચંદ્રલોકના કવિરત્નની પુત્રી માદ્રવી ? રૂદન કરો છો શાના ? પરમેશ્વરનો ઉપકાર માનો. આવા સમાગમની ક્ષણનો લાભે શાનો હોય ? આપણે આપણી યોગ્યતાનો તથા સ્થીતિનો વિચાર કરવો. શું એટલી કૃપા થોડી છે કે મ્હને સદા તમારી સેવામાં તત્પર રહેવાની તેની આજ્ઞા થઇ છે ?" ત્હેણે મ્હારા મુખપર, શરીરપર હાથ ફેરવ્યો.

મ્હારૂં દુઃખ ઉડી ગયુ. મ્હને વસ્તુસ્થીતિ સમજાઇ ધીરેધીરે મન ઉપર—હૃદય ઉપર અંકુશ આવતો ગયો. પ્રાપંચીક બુદ્ધિ સતેજ થઇ. વ્યવહાર કુશળતા સજીવન થઈ. કેવી રીતે બીજાઓને દાબમાં રાખવા, કેવી રીતે આપણો હાથ ઉપર રાખવો, આપણો માનમરતબો કેવી રીતે સંભાળવો, થોડા શ્રમે દ્રવ્ય કેમ સંપાદન કરવું, આપણા હૃદયની વાત કોઇને જાણવા ન દેતાં કેવી રીતે ગુપ્ત રાખવી, કેવી રીતે સામો ન જાણે ને આપણો સ્વાર્થ સાધી લેવો, આ બધી વ્યવહારીક લાયકાત પરી-પકવતાયે પહોંચાડી દેવાની મસ્તિષ્કમસ્તી ચાલી રહેલી જણાઇ. વિવેક, વિચાર, ડહાપણ, નીતિનીપુણતા, યુક્તિ પ્રયુક્તિ, આ સર્વ સંબંધી બુદ્ધિ એકદમ આવી તીવ્ર થઈ જતી જોતાં, વ્યવહાર સીદ્ધીની અભીલાષા તથા

અનુકુલસંકલનાઓ પુરપેઠે વ્હેવા માંડેલી જોતાં, હું આશ્ચર્ય થી આનંદીત થયો. હું વ્યવહારશુન્ય, સળંગ ઢોઠાને, તેનું જીવન બદલાઇ ગયું હોય એમ લાગ્યું. ખરેખર પ્રસન્ને મ્હારાપર જાણે જાદુ મંત્રજ કર્યો હતો કોઇ વિચિત્ર આનંદાવેશમાં આવી જઇ એકવાર પ્રસન્નના હાથમાં તાળી આપીને મ્હેં કહ્યું "પ્રસન્નભાઇ ! હરીપ્રિયા ચાલી ગઇ તો છો ગઇ. ઓછી પીડા. હું એનો દબાયલો નથી. "જતી રહીશ" તો "જા" અહીં ત્હારા વગર માથે હાથ મુકીને બેસીએ કોણ રહ્યું છે ?

પ્રસન્નને પોતાની સીદ્ધી થયે અતી આનંદ થયો, અને હર્ષનાદથી ત્હેણે કહ્યું. "હં..... હવે સમજ્યા તે ખરૂં." ગમે તેવી ત્હોયે એ અબળા ને આપણે તો પુરૂષ." એના રડાવ્યા આપણે રડીએ ?

મ્હારૂં હ્રુદય હલકું ફુલ જેવું થઇ ગયું. કોઇ ઉંડી ગુફામાં દાટી મુકેલા મનુષ્યને બ્હાર ખેંચી કહાડે ત્યારે જે હર્ષ થાય તે હર્ષ મ્હને થયો.

હા દેવ ! પણ એ હર્ષ કેટલા સમયનો હતો ? પ્રસન્ન મ્હારી સન્મુખ હતો તેટલાજ સમયનો. પ્રસન્ન નિશ્ચીંત થઇને મ્હારી પાસેથી ગયો ને મ્હને એકાન્ત પ્રાપ્ત થયુ કે બધાં બારણાં બંધ કરી હું છાતીફાટ રોયો, જમીનપર આળોટી આળોટીને રોયો.

હું છેકજ નાલાયક હતો હરીપ્રિયા,–પ્રમીલા પરીક્ષામાં નાલાયક ઠરી ચુકયો હતો. વસંતમોહીનીની–પ્રમીલા સંબંધે હ્રુદય દૌર્બલ્યને વશ થયો હતો. હરીપ્રિયા–પંડીતાની સ્પર્ધા સમયે અભિમાન ગર્વપર સ્વારી કરી હાસ્યપાત્ર બની ચુકયો હતો. એટલી નાલાયકી પ્રતીત થયે કંઇક જીવનોત્સાહ રાખી શકયો હતો, પરંતુ આ નાલાયકીની પરાકાષ્ટા હતી. પ્રસન્નની પરીક્ષામાં પણ હું સંપૂર્ણ રીતે નાલાયક, હાસ્યપાત્ર, બેઅક્કલ બની ચુકયો હતો.

હરીપ્રિયાએ મ્હારી કસોટી કરવા પ્રસન્નને યોજ્યો હતો. જે કુમારી મ્હારા પગપર મસ્તક મુકીને રડી તે શું મ્હને એકદમ કાયમને માટે ત્યજી દેત ? ક્ષણીક વીચારોને વશ થનાર હું તેની કુતુહલ વૃત્તિને સમજ્યો નહીં. મ્હારૂં પોત પ્રકાશી ચુકયુ. પરસ્પરાવલંબી પ્રિતી તો એક બજારી ચીજ થઇ. હરીપ્રિયા હવે મળવાની નથી એટલો પાયા વગરનો વિચાર આવતાંજ હું "મ્હારે ત્હેના વીના નહીં ચાલે ?" એ પ્રશ્નપર આવ્યો. પ્રસન્નને તાળી આપી તે મ્હારીજ મુર્ખાઇની. મ્હારી નાલાયકી પ્રગટ થઇ. તેમાં કશું અયોગ્ય નહોતું. સિંહનું સ્વરૂપ ધારણ કરનાર શ્રૃગાલ એક વ્યાઘ્રશિશુની બુમ સાંભળતાં જ થરથરી ઉઠે ને અંતે શ્રૃગાલ તે શ્રૃગાલ એમ હાંસીને પાત્ર થાય તેમાં અયોગ્ય શું ?

ભલે હું અધમ ઠર્યો પણ હરિપ્રિયા? ત્હારો શીખવ્યો પાઠ યથા-શક્તિ સાધ્ય કરીશ. તું મ્હારી ભલે ન હો પણ મ્હારે ત્હારા થઈને રહેવું એ મ્હારા અધિકારની વાત છે. તું ન મળવાનો નિશ્ચય કરી ચાલી ગઈ હોઇશ ત્હોયે શું? ઇશ્વરે સાન્તવન માટે શું મ્હને હૃદય નથી અર્પ્યું? શું ઇશ્વરે સ્વપ્નાવસ્થામાં મનુષ્યને સામ્રાટ અર્પ્યું નથી? હૃદયમાંથી ત્હને ખસવા ન દેવાનો મ્હારો અધીકાર છે. સ્વપ્નાવસ્થામાં હું યથેષ્ઠ ત્હારી સેવા કરી શકીશ. હરીપ્રિયા! હું એ વાટ જોઉં છું કે ઇશ્વર મ્હને એ શીક્ષા કયારે કરે કે જેમ ત્હેં મ્હારા પગપર માથું મુકીને રૂદન કર્યું તેમ ઇશ્વર મ્હને રોવરાવે? હરીપ્રિયા! એમાં અદશ્ય થઇ જવાનું શું કારણ છે? હું જાતે માન્ય કરૂં છું કે, ત્હારા સમાગમ માટે હું અયોગ્ય છું. મ્હારો કયાં આગ્રહ છે! મ્હારો રોષ નથી કે મ્હારી અપ્રસન્નતા નથી. પણ આટલું મ્હારૂ સ્વિકાર. કોઇ સમયે ત્હારો પ્રેમ કોઇ સ્થાને યોજાય ને ત્યાંથી ઇશ્વર ન કરે ને તું હૃદયભંગી થઉં તો આશ્વાસન માટે મ્હારી મહેમાનગીરી સ્વીકારજે. શેષ આયુષ્ય કેમ વ્યતીત કરવું તેનો માર્ગ મ્હને સમજાયો હશે. હું ત્હારી સાથે રોવા લાગીશ. હું ત્હારા પ્રેમ માટે નાલાયક છું પણ એટલો અધમ નથી કે ત્હારા દુઃખથી અંતરમાં આનંદીત થઉં. અથવા મ્હારો પ્રેમ તું સ્વિકારે એવી કલ્પનાએ કરૂં. જે સરીતા જે સાગરને આ-લિંગવા નિર્મીત થઇ છે તે સરીતાને તે માર્ગે વહેતાં કોણ પ્રતીબંધ કરી શકયું છે? ત્હારા પ્રેમની દુઃખ વાર્તા. હું વિણ ઇચ્છાએ સુણીશ. ત્હારા કષ્ટમાં હું ભાગીદાર થઇશ. મ્હારૂં દુઃખ હું મનમાંજ સમાવીશ. મ્હારૂં દુઃખ ત્હને સુણાવી ત્હારો પ્રેમ આકર્ષવા ઇચ્છા રાખું છું એવી ત્હને કલ્પના આવવાને અવકાશ મળે તે મ્હારે ન જોઇએ.

પરસ્પરાવલંબી પ્રેમમાં મહત્તા શું છે? સીતાજીનો વીણ દોષે વનમાં ત્યાગ કર્યો તથાપિ સીતાજીની હૃદયપ્રિતી તલભાર પણ વિકૃતિને પ્રામી નહીં એ મહત્તા. દમયંતિને વનમાં નિદ્રાવશ સ્થિતિમાં મુકી નળ નાસી ગયો તથાપિ તેની પ્રીતિ રતીભાર પણ ન્યુન થઇ નહીં. તે પ્રીતિનું નામ પ્રીતિ. સ્ત્રીએ શ્રમ કરી આણેલા દ્રવ્યથી મદીરાપાન કરી વિનાદોષ સ્ત્રીને પશુમાર મારી થાકી પડેલા સ્વામીના, દુર્દૈવને દોષ દેતી આંસુડા નીગાળતી ચરણ ચાંપવા બેઠેલી સ્ત્રીનો પ્રેમ તે પ્રેમ: પરસ્ત્રીપર મુગ્ધ થએલા સ્વામી તેના નીચ ઉપદેશથી સ્વસ્ત્રીની રાત્રીએ હત્યા કરવા જતે કોઇ દૈવયોગે તેજ શસ્ત્રના એકાદ અંગ સાથે

સંઘર્ષણે વ્હેતી રક્તધારાને બંધ કરવા સાડી ફાડી પાટો બાંધનારી સ્ત્રીનું હૃદય તે હૃદય. વિદ્વાન તથાપિ હૃદય દૌર્બલ્યથી કોઇ કુમારીના પ્રેમમાં સપડાયે જેનું જીવન દુઃખમય થઈ રહ્યું છે, તેવા સ્વામિને તે કુમારીનું પાણી ગ્રહણ કરવાની અનુકુલતા કરી આપવા માટે પ્રસન્ન ચીતે વિષનો પ્યાલો પી જનારી સ્ત્રીનું પ્રાણદાન તે પ્રીતિસંબંધનુ સ્વરૂપ.

હરીપ્રિયે! તું મ્હારી ગુરૂ છો. નિશ્ચય કર્યો કે ત્હારા માર્ગથી હું દુર રહીશ. ત્હને મ્હારૂં મુખ બતાવી સ્મરણદુઃખ નહીં થવા દઉં. દુર રહ્યે રહ્યે ત્હારા વિષે સુખરૂપ વાર્તા શ્રુણી સંતુષ્ટ રહીશ. ત્હારા હિતાર્થે પ્રાણ અર્પીશ, પણ ત્હને નાલાયક મુખ નહીંજ બતાવું.

પ્રસન્ન થોડા સમય પછી હસતો હસતો આવ્યો હું લજ્જાન્વિત થયો. ત્હેના મુખ સામે જોઈ શકયો નહીં. પણ પ્રસન્ને ગાલપર રૂદન શેરડા જોયા. પ્રસન્નમુખમુદ્રા ધારણ કરવાનો બળાત્કારી વ્યર્થ પ્રયત્ન તેણે જોયો. તે મ્હારૂં હૃદય સમજ્યો. બન્નેના મુખમાંથી એક પણ અક્ષર નીકળી શકયો નહીં.

હું ફરી દીવાનો થયો. પરંતુ આ સમયે ઉચ્ચ પ્રકારનો દીવાનો હતો. અશાન્ત નહોતો. ધ્યાનસ્થ હતો. એક મહીના લગી હવેલીના ત્રીજા માળમાંથી નીચે ઉતર્યો નહોતો. કાગળ પર હૃદય ખાલી કરતો. ને અગાશીમાં આકાશ ભણી જોઈ રહેતો. પ્રહરના પ્રહરો વીતાવતો. કોઇવાર ખડખડાટ હસતો. કોઇવાર ધ્રુશકે ધ્રુશકે રોતો.

પ્રસન્ન આ વસ્તુસ્થીતી જોઇ ગભરાયેલો રહેતો. મિત્રવાર્તાલાપ તો પછીથી એકકે સમયે થયોજ નહીં. પ્રસન્નને મ્હારી ચિન્તા થવા લાગી.

પ્રસન્ને મ્હારી તર્ક સંકલના તોડવાના ઉપાયો રચ્યા. તે રોજરોજ નવા નવા સારા મનુષ્યોને ગમે તે મિષે મ્હારી પાસે લાવવા માંડયો.

એકવાર પ્રસન્ન એક પુરાતનીય શિલાલેખવિદ્યાપ્રવીણને લાવ્યો. મ્હને સ્હેજ કૌતુક થયું. તે હરીપ્રિયા વિશેજ વાર્તાલાપ કરતો આવ્યો. હરીપ્રિયાના ચારીત્ર્ય વિશે તેણે મ્હને વાર્તાલાપથી મહા આનંદ આપ્યો. વધારે શ્રુણવાને અસંતુષ્ટ બનાવ્યો. એક દીવસ તેણે કહ્યું "જરા નીચે તો ઉતરો? ચાલો જરા બ્હાર." હું સભ્યતા ખાતર ના પાડી શકયો નહીં. નીચેના મંદીરના એક શિલાલેખનો તેણે અર્થ કરી બતાવ્યો. મંદીરમાં ઠેકઠેકાણે શીલાલેખ હતા. પરસ્પર સંકલીત થઇ કોઇ પુર્વ ચારિત્ર્યનો ઉપદેશ કરનાર હતા. પ્રવીણે મ્હારી સ્હાય માગી. "આપણે બન્ને મળી આ લેખનો અર્થ બેસાડીએ." મ્હેં માન્ય

કર્યું. મુળ તર્ક સંકલના તુટી. ધીરે ધીરે ઇન્દ્રીયોએ પોતાના ધર્મ બજાવવાની હૃદય પાસેથી પરવાનગી મેળવી. થોડે કાળે મુળ સ્થૈર્ય સ્થીતિપર લગભગ આવી પહોંચ્યો. એટલામાં—

એનજીનશેડમાં મફતનું વ્યાજ ખાતું એન્જીન જોઇને કોઇ ડ્રાઇવર ચ્હીડાઇને કળો મચેડીને, ઠોકી ઠોકીને ધમપછાડ કરીને તેને હાંકી જાય તેમ શેડના દરવાજા કચડડ અવાજ કરતાં ખોલી નાખવામાં આવ્યા. સાથે લાગા ત્રણ ચાર તાર આવીને પડયા. તે હું આખરની પરીક્ષામાં પાસ થયો હતો તેની મુબારકબાદીના હતા. એક તો એક ખાતામાં જગા ખાલી હોવાનો હતો. તારો વાંચ્યા ન વાંચ્યા એટલામાં ટપાલનો મોટો થોકડો આવીને પડયો. કંઇક મિત્રોએ સીધી લીટીનો સ્વભાવ છોડી દેવાની શીખામણ આપી, કંઇક મિત્રોયે "અમે કહેતાતા કે સાઇકલ અને શેવીંગ શીખી લે હવે ઇરીગેશન ખાતા જેવી નોકરીમાં શું કરીશ? ત્હારી ઉંઘજ ના ઉડી." એમ ઠપકો આપ્યો. બીજાએ પાટલુનની એક બ્હાંય બીજા કરતે ઉંચી ન રહેવી જોઇએ, હેટનો સાંધો આગળ ન આવવો જોઇએ, બો ને નેકટાઈ બેથી થતી જુદી જુદી અસરોનું શાસ્ત્ર, વાળ કપાવવાનો કટ કયો પસંદ કરવો, કાડ કઇ લીપીમાં હોવાં જોઇએ, રીસ્ટ વૉચ કયે હાથે બાંધવું તથા ટેબલપર બેસતી વખતે હાથ કેમ રાખવો, હું એક મુંબાઈ યુનીવર્સીટીનો ગ્રેજ્યુએટ છું એમ સર્વને વગર કહ્યે સમજાઇ જાય એવી રીતભાત ને વાતચીતની ઢબ કેવી રીતે રાખવી, ઇશ્વરે દીવસના માત્ર ચોવીસ કલાક કર્યા એ કેવડી મોટી મુર્ખાઇ કરી છે એની આપણી દોડધામથીજ લોકોને ખાત્રી થઇ જાય એવી ધાંધલ કેવી રીતે કરી મુકવી, વીગેરે વિષયની સલાહનાં પંદર પાનાં ભરી મોકલ્યાં. કાન પકડીને ખસી ગયેલા મગજને વગર દવાએ ઠેકાણે લાવનારીનો પણ કાગળ આવ્યો.

પરોઢીયું થઈ ચુકયું. કલબલાટ શરૂ થઇ ગયો, મુંબાઇમાં આવેલા આળસુ મહેમાનનું ઓઢવાનુ રામાએ ખેંચી લીધું. કાણી ને ગળતી બાદલી ભલેને નીચે જાય ત્યારે ખાલી હોય ને ઉપર આવે ત્યારે એ ખાલી હોય, પણ રેંટના દોરમાં ભરવનારે ભરવી દીધી. ચંદ્રમા સામે જોઇને બેસી રહેનાર ઉલ્લુની પીઠમાં વેઠીયો પકડનાર રાજસેવકના કોયડાઓ પડવા માંડયા. વાંકી કેડ સીધી થઇ ગઇ. આળસુ અજગરના રાફડા વાળી જગા ઉપરજ સરકસ જોડે ફરતા મદારીનો તંબુ ઠોકાયો.

સ્વમાં ઉડી ગયાં. નિશ્ચયો તુટી ગયા. આંખો ઉઘડી ગઇ. જલદ *બલિવર્દોના જોડીદાર તરીકે શકટમાં જોતરાયો રાંદેરીયા જેવા એક સરત શોખીન ગાડીવાનના તબેલામાંની કોઠીમાંનો અન્ન દાણો ઉંચો નીચો થઇ કુદવા લાગ્યો.

કેટલેક વર્ષે કંઇક નિવૃત્તિનો સમય આવ્યો. સંગીત સુણવાનો શોખ હોવાથી સંગીત વિલાસીના પરીચયમાં આવવા લાગ્યો. એક રાત્રીએ એક ઝુંપડીમાં સંગીત સાંભળવા ગયો. એક આઠ વર્ષના બાળકના ગાને મ્હારૂં મન હરણ કર્યું. મ્હેં તેને મ્હારે ઘર આમંત્ર્યો. તે કોઇ બાપ વગરનો એક સાધુડીનો માત્ર કોપિન શીવાય આખે શરીરે અવસ્ત્ર રહેનાર છોકરો હતો. કોપિન પણ લોકોના આગ્રહેજ પહેરતો હતો. વખતો વખત તે રાતે મ્હારે ત્યાં આવવા માંડયો. એક વાર અમે બન્ને જગત નિદ્રાવશ થયું હતું ત્યારે પુર્ણાનંદ ભોગવતા બેઠા હતા. એટલામાં એક ઝીણી સ્વરની ઝણણકારી કાને આવી. "સમશા-નીયા ? કયારનો અહીં આવીને બેસી રહ્યો છું ? ઘેર નથી આવવું કે ?"

હું સમજયો. તે સમશાનીયાની માતા હતી. સ્વરનું માધુર્ય અમૃતથી અધીક હતું. સ્વર પરિચીત હતો, પણ કોનો ? એક દમ ઉઠીને બારણું ઉઘાડયું. ત્યાં કોઇ નહોતું. સમશાનીયો પણ હું આમ ગયો એટલે પાછલે બારણેથી નાસી ગયો. આખરે દયા આવી ખરી. અબોલા તુટયાનું ભાગ્ય અટકચાળુ કરી અદશ્ય થઇ ગયું. હરીપ્રિયે ! મ્હારા હૃદયમાં ત્હેં મહા પ્રોત્સાહન રેડયું. સમયાનીયાને આમંત્રી મ્હારે ત્યાં બેસાડી રાખી ત્હારા આટલા સ્વરના આનંદથીયે જીવનને ધન્ય માનીશ.

વાંચકવર્ગ ! ×હરીપ્રિયાનું કે મ્હારૂં શું થયું તે જાણવાની ત્હને જીજ્ઞાસા શી હોય ? પ્રસ્તાવનાનું પુસ્તક થયું તથાપિ ખરૂં હાસ્યજનક તો એજ છે કે ગ્રંથને તથા પ્રસ્તાવનાને તલભારનોએ સંબંધ અત્યાર સુધી જણાયો નથી.

હુંજ અત્યાર સુધીની પ્રસ્તાવના વાંચીને ખડખડાટ હસ્યો તો તું હસું અથવા મ્હને મુર્ખ ગણ તેમાં કંઇજ નવલતા નથી. ઠીક,

---

* બળદો.

×હરિપ્રિયા=ભક્તિ સમશાનીઓ=સ્મશાનવૈરાગ્ય પ્રસન્ન=આનંદવૃત્તિ પ્રમિલા=પ્રેમ પંડિતા=ભક્તિવિહીન જ્ઞાન વસંતમોહિની=વિષયમોહ માર્દવી=મૃદુતા કનકજયોત્સના=જડવાદ કલ્પનાકાન્ત=તર્કવેગ.

મંદીરના શીલા લેખનો જે અર્થ બેસાડયો તેમાં જે વૃત્તાંત હતું તેજ આ ગ્રંથનું અક્ષરશઃ વસ્તુ છે. જો આ ગ્રંથમાં કાંઇ પણ પ્રિય અથવા ઉચ્ચતા ભર્યું ત્હને લાગે તો તે પુરાતનીય છે. આ ગ્રંથમાં માત્ર મ્હારૂં એટલુંજ છે કે જે મ્હેં આધુનિક કાલને અનુસરવાના હૃદય દૌર્બલ્યને વશ થઇ ગૌણ વસ્તુરૂપે સામિલ કર્યું છે.

આ નાટક ૧૯૧૪ માં રંગીલા શહેર સુરતમાં લખાયું હતું. આજ તેને દશ ઉપર વર્ષ થઇ ગયાં છે. અત્યારે પણ એવા પ્રતિકુલ સંયોગો ઉત્પન્ન થયા છે કે જેથી મ્હારે તૃતીય અંક પણ અપૂર્ણ છતાં પૂર્ણ ગણવો પડયો છે. ઉત્તર ભાગ પ્રસિદ્ધ કરતાં કદાચ બીજો દશકોયે નીકળી જાય; કદાચ માત્ર મ્હનેજ એકલાને આ ગ્રંથ સ્વકૃતિને કારણે ઠીક લાગે છે એમ માનવા કારણો મળે અને: ઉત્તર ભાગ અપ્રસિદ્ધ રહે; આવી ભવિષ્ય સ્થિતી કલ્પીને રસભંગ કર્યો બદલ જો કોઇનો દોષવાન થવાનો હોઉં તો તેમની અત્યારેજ ક્ષમા માગી લઉં છું. ઘણા લેખકોની એવી ઇચ્છા હોય છે કે ગ્રંથને અપૂર્ણ એવી સ્થિતીએ રાખવો કે વાંચકને જીજ્ઞાસા રહી જાય. મ્હને તે પ્રિય નથી. સુક્ષ્મ અવલોકને ઉત્તર ભાગનું વસ્તુ શું હશે તે પણ કલ્પી શકાશે.

કવિવરો ! વિદ્વદ્વર્યો ! લેખકો ? સાક્ષરો ! આ ગ્રંથનું પ્રોત્સાહન સ્પર્ધાથી નથી, ધૃષ્ટતાથી નથી, ભાષા વ્યાકરણ તથા જોડણીના દોષો અનેક છે. ઘણા દોષો તો જાણ્યા છતાંયે સુધાર્યા નથી. નાટકને દશ્ય બનાવવું કે શ્રવ્ય, નૈતિક ઇયત્તા (Standard) કઇ રાખવી અર્વાચીન પ્રાચીન કે આદર્શરૂપ, વિસ્તાર કેટલો કરવો, એવી એવી અનેક બાધાઓથી ગુંચાઇ આ પ્રયત્નમાં આખરે ઇશ્વરેચ્છા તથા લેખનીનેજ સંપુર્ણ સ્વાતંત્ર્ય આપેલું છે. આ એક હૃદયનો ઉભરો છે. સુષુપ્તાવસ્થાનો લવારો છે, ચિત્તભ્રમિષ્ટનો શબ્દવેગ છે, વ્યાધિગ્રસ્તની વાન્તિ* છે. ચિત્તભ્રમિષ્ટના અપ્રિય શબ્દો સુણતાં "એને ક્ષમા કરવી યોગ્ય છે." એટલોએ તર્ક ઉઠતો નથી. એ, એ બુદ્ધિ મ્હારે વીષે ધારણ કરો એટલીજ વિજ્ઞાપના છે.

| | |
|---|---|
| માર્ગશિર્ષ સુદી પુર્ણીમા<br>સંવત ૧૯૮૨.<br>અમદાવાદ. | લી૦<br><br>મારકંડ રતનલાલ ધોળકીયા. |

* વાન્તિ=વમન.

# દેવાંગના

## અંક પહેલો.

### પ્રવેશ ૧ લો.

[ સ્થળ: નાટ્ય રંગભૂમિ. ]

સૂત્રધાર:-( પ્રેક્ષકજનોને પુષ્પોથી વધાવતો )

**સ્તુતિ-રાગ સોહિની.***

નારાયણ નટવર નરવીર નૃસિંહ નરોત્તમ નિરાકાર ઓમ્;
નાગનાથ નરકાન્તક પ્રિય નમું, વિશ્વરૂપ વિભુ વિશ્વાધાર— ના૦
ગોવર્ધનધર ગોમતિ પ્રિય પ્રભુ, ગોપીવલ્લભ ગુરુ ગોપાલ;
રાધાવર, રાજીવલોચન રટું દામોદર નમું દીનદયાલ— ના૦
ભૂતનાયક સ્તવિયે ભૂધર, ભાવનાશકને;
ચક્રપાણિ ચરાચર વિભુ, ચિદાનંદ તને— નારાયણ૦

સૂત્રધાર: ( નેપથ્ય ભણી જોઇને ) જુઓ, વેષધારીઓ હજી સુધી કેમ ન આવ્યાં?

નટી: આવીજી, આપ આ વંદનીય કાર્યમાં રોકાયા છો, ત્યાં વળી મારે વિઘ્નરૂપ શા માટે થવું, એમ સમજી હું તો આઘીજ રહી'તી.

સૂત્રધાર: એમ તે હોય? પુરુષને સ્ત્રીની સહાયતાની પૂર્ણ આવશ્યકતા છે. અમારા જેવા સંસારી પુરુષોને તો સ્ત્રી વિનાનો સંસાર અસાર નિરુપયોગી જેવોજ લાગે. ચંદ્ર સૂર્ય જેવા તેજસ્વીએ નથી છતાં જુઓને, શાન્તિ પ્રવર્તાવનારી, થાકેલાં મનુષ્યોને નિદ્રાને ઉજરંગે

* ઝહરી સાંપના "બારી બેચુ..." ની ઢબ.

ઝુલાવનારી રાત્રિ સખીના સંગે કેવો પ્રિય તથા આહ્લાદજનક જણાય છે! સૂર્યના દર્શનથી હૃદય ઝલકાતું નથી. મસ્તકનો સ્વામી ભલે પુરુષ હો, ભલે પુરુષ તર્ક શક્તિથી આખી આલમ ઉથલાવી નાંખે, ભલે પુરુષ, પૃથ્વી તો શું, પણ ભૂમંડળ પોતાને સ્વાધીન રાખે; પરંતુ મનુષ્યના શુષ્ક હૃદયમાં આનંદજ્યોતિ પ્રકટાવનાર, ભ્રમિષ્ટ મસ્તિષ્કને આશ્વાસન દેનાર, વચનામૃત સિંચનાર, તે તો હૃદયની સ્વામિની કામિનીજ; હાં!

બ્હેત.

ગાનમાં આલાપ વિણ, જયમ શુષ્ક નિરસ તાલ છે;
દયા કીર્તિવિણ વૃથા, જયમ મનુષ્ય જીવન કાલ છે.
ભલાં રંગીત વિણ સુગંધી, પુષ્પની જયમ માલ છે;
સહચરી આહ્લાદિની વિણ, જગત્ જીવન જાલ છે.

નટી હા, પણ એ તો પરસ્પર છે.

બ્હેત.

કામિનીનો કુમળો કર, વલય વિણ શોભે નહિ;
(શૃં)ગાર કામિનીનો ખરોખર, શ્યામ વિણ ઓપે નહિ.
કામિનીનું હૃદય કિંકર, કાન્ત વિણ દીસે નહિ;
કામિનીનુ જીવન સુખકર, પતિ વિણ દીસે નહિ.

**સૂત્રધાર:** વાહ, ત્યારે તો પધારેલા સજ્જનો સમક્ષ આજ એવો નાટય પ્રયોગ ભજવી બતાવીએ કે જેમાં આપણ બન્નેનો અભિપ્રાય મૂર્તિમંત થાય.

**નટી:** કહો કહી દઉં? કયો પ્રયોગ તમારા મનમાં છે તે?

**સૂત્રધાર:** હા, કહી દો જોઇએ ત્યારે!

**નટી:** અને ખરૂ પડે તો?

**સૂત્રધાર:** તો શું? તો આપણા બન્નેના હૃદયની એકતા જણાયાથી સર્વ આપ્તજનોને આનંદ થાય.

**નટી:** ( ગંભીર થતી ) હા, પ્રભુ! એજ ઇષ્ટ લાભ છે. સ્ત્રીપુરુષનું હૃદય નિરંતર એક રહે, એજ ઈશ્વરની મહાકૃપા, એજ પ્રેમની પરિસીમા

ને પ્રેમી દંપતીની મહત્ત્વાકાંક્ષા. હતો ત્યારે કહ્યું છું. "દેવાંગના" કેમ ખરૂં કે, નહિં:

સૂત્રધાર: હા, એજ.

નટી: હા, એ પ્રયોગ તો રુચિકર થશે, કેમકે તેની અસંભવિત કલ્પનાઓ પણ આનંદજનક થાય અને એના શૃંગારમાં અંતરની વૈરાગ્યવૃત્તિની ઝાંખી થાય એમ છે—

સૂત્રધાર: તથાપિ આપણાં આશ્રયરૂપ તો ભગવતી પરમેશ્વરીની કૃપા તથા સુજ્ઞ પ્રેક્ષકજનોનીની ક્ષમાવૃત્તિજ છે.

નટી: એજ આપણને સફળતા આપશે, બાકી કાવ્યકૃતિનાં તો નિવડયે વખાણ.

આશાવરી.

કન્યા કાવ્ય કૃતિ જણાય જગમાં, નિત્યે ધ્વયે સાલવા,
બાલ્યે પુખ્ત વયે પરાંગત થયે, સો શાંતિને ટાળવા;
ના રક્ષાય* ત્યજાય ન જ્યમ ત્યમે, ગૃહિતૃ કો ના મળે,
અંતે આશિષ કીર્તિ કો વિરલને, જો રત્ન થૈને ફળે.

સૂત્રધાર: (પ્રમોદથી) હા, એ અક્ષરશઃ સત્ય છે. વિલંબ ઘણો થયો છે. ચાલો, ઈશ્વરીની સ્તુતિથી પ્રારંભ કરીએ.

નટી: જેવી આજ્ઞા.

(બે બાળાઓ બન્ને બાજુએથી પ્રવેશ કરે છે.)

સર્વે:— રાગ પીલુ.

જય જય જનની માયા,
માની ધ્યાની સુગ્યાની ઘવાયા, કંચન કામિનીમાં કંઈ કપાયા;
વિધિનાં કરમાં યંત્ર બનેલા, તર્કશીલો કંઈ તવાયા—જય જય૦

---

* રખાય.

## પ્રવેશ ૨ જો.

[ સ્થળ: પુણ્યપુરીના મહારાજા ગંભીરસિંહજીનું મહાલય.

**છડીદાર:** આજુસે આજુસે સોનેકી છડી રૂપેકી મશાલ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, સિસોદિયા, સૂર્યવંશી ઈક્ષ્વાકુમુકુટમણિ, જરિયનકી તોર, મોતીકી માલ, રત્નસિંહાસન મુખમલકી ગાદી, મહારાજાધિરાજ ગંભીરસિંહજી મહારાજાને ઘણી ખમા.

**ગંભિરસિંહ:** ( પ્રધાનને ) પ્રધાનજી, આ માંગલિક પ્રસંગે કોણ જાણે કેમ મારૂં હૃદય કચવાય છે.

( જ્યોતિષીને ) કેમ જોષીરાજ ! શું કારણ કલ્પી શકો છો ?

**જોષીરાજ:** મહારાજ ! એક અર્ધી ઘડી પછી આપની દશા બદલાય છે; પરંતુ થોડો સમય ઉદ્વેગ, ઉચ્છૃંખલતા તથા ક્રોધના આવેશને વશ ન થતાં તરવારની ધાર પર ચાલવાનું છે.

**ગંભીરસિંહ:** એમાં તો ઈશ્વરકૃપાની અપેક્ષા છે.

**પ્રધાનજી:** પણ પરિણામે શું છે ?

**જોષીરાજ:** પરિણામે સર્વ સારાં વાનાં–સત્કીર્તિ ને સુખ

**પ્રધાનજી:** ત્યારે તો ઉત્તમ.

**ગંભીરસિંહ:** મનુષ્યમાત્રને દુઃખ ગમતું નથી. સર્વને પુણ્યનુ ફલ જે સુખ, તે પ્રિય હોય છે; પણ પુણ્યમય આચરણ વિરલનેજ.

**દરબારીઓ:** મહારાજ ! અમો સર્વે આપને અભિવંદન કરીએ છીએ.

**દૂત:** મહારાજ ! કુંવર સાહેબે આ પત્ર પાઠવ્યો છે.

**ગંભીરસિંહ:** ( વાંચી પ્રસન્ન થઇ પ્રધાનજીના હાથમાં આપે છે. ) પ્રધાનજી ! પ્રજાજનોને સંભળાવો.

**પ્રધાનજી:** ( વાંચે છે )

પરમ પૂજ્ય પિતાજી !

ઇશ્વર આપને સો વર્ષનું પૂર્ણ આયુષ્ય આપે. આપે આધુનિક કાળને અનુસરી આપના જન્મોત્સવસ્મારકરૂપે પ્રજાજનોની સભા સ્થાપવા ઇચ્છા દર્શાવી; જ્યાં વાઉ ચીભડાં ગળતી હોય, જ્યાં રાજા પ્રજાનો સંબંધ ખજારી હોય, જ્યાં રાજમાં રાજનીતિની લુપ હોય,

જ્યાં સત્યાસત્યનું સંશોધન કરવું કઠીન થઇ પડે એવો પ્રજાનો વ્યવહાર દંભી હોય, જ્યાં સ્વાર્થની દોરીથી જ નચાવ્યાં પુતળાં નાચતાં હોય, તેવા ભૂતાવળમાં જ પ્રજાસભા, પ્રજાહક્ક, ઇત્યાદિ ઘોર ગર્જનાઓ ગાજી રહે, જ્યાં નગરચર્ચા નિરંતર જોતા, ચીલામાં ભરાઈ ગએલા ગાડાને ખાંધ દેનાર રાજા હોય, જ્યાં એક કેરીની ચોરી માટે મામાનો પણ હસ્તચ્છેદ કરનાર રાજા હોય, જ્યાં એક ક્ષુદ્ર પ્રજાજનના પણ કિંવદંતિ જેવા કથન ઉપરથી પત્નીને ત્યજનાર રાજા રાજ્ય કરતા હોય, ત્યાં તો એ વાર્તા ન સંભવે.

પ્રજાજનો આધુનિક રાજનીતિથી સુખીને સંતોષી છે, તો આપ નવીન સંસ્થાનો આગ્રહ કરશો નહિ. પ્રજાને સુખી કરવાની આપની તીવ્ર ઇચ્છાનો વેગ જાણીતા જૂના માર્ગેજ વાળશો. જ્યારે પૂર્વજોનું પુણ્ય પરવારશે, ત્યારેજ આવી સંસ્થાઓની આપણા રાજ્યમાં આવશ્યકતા લાગશે.

લી૦ આપનો આજ્ઞાંકિત
"દેવરાજ."

સર્વે: વાહ ! વાહ ! પુણ્યપુરીની પ્રજા પૂરેપૂરી ભાગ્યશાળી છે.

**પ્રજાજનો:** અન્નદાતા ! આપનું રાજ્ય અમર તપો, એમ પ્રજા મંડળ આજ ઇશ્વરની પ્રાર્થના કરે છે.

**ગંભીરસિંહ:** મ્હારે માટે સર્વેની પ્રેમમય વૃત્તિ જાણી મ્હને અત્યંત આનંદ થાય છે. હું ઇશ્વરનો કેટલો બધો ઋણી છું, તેનુ મ્હને મૂર્ખને ભાન નથી. અહો પ્રભો ! અહો જગત્ વંદનીય પરમાત્મા ! આ સંસારમાં પડેલા મ્હારા જેવા ક્ષુદ્ર મનુષ્ય માટે આવો પ્રતાપ, આવી સુખ સામગ્રી, એ કેવળ ત્હારી કૃપાની પરિસીમા છે. હૃદય વિષે પ્રજાનું હિત, પ્રજા તથા સ્નેહી જનોની મુજપ્રતિ પ્રીત, રાજ્ય ધર્મ સમેત તુજમાં ચિત્ત તેજ શાન્તિ નિત્ય નિત્ય............( વધારજે )

**અગમ્ય ગુરુ:** ( અલૌકિક રીતે પ્રકટ થઇને ) બસ કર, વિશ્વાસઘાતી રાજા ! ઇશ્વરે નિર્મેલા નિયમોનું ઉલ્લંઘન, યોગીજનોનું વંચન, સ્નેહથી સ્વહસ્તકૃત બંધન, એ સર્વ વચ્ચે રહી, બેવચની જીવન વહી, સ્વાર્થી ! નીજ સુખ ચહી, આશિષ માગતાં શરમાતો નથી ?

ખાયા પિયા ખુશ હુઆ, દિયા બચન સો ભૂલ ગયા
અમૃત પિયા ફીર દગા દિયા, સુખ અમારા છીન લિયા.

રાજન્! વિચાર. ગયા વીશમા વર્ષનો ચિતાર ચિત્તમાં ધાર.

સંતાન વિણ તું ભાગ્યહીન જવ, ઝુરતો અપરંપાર;
સોંપવા શરતે સુતા લીધી, હવે કરે તકરાર.

અયે બેવચની! જે પુત્રીને મ્હને સોંપવાનું તારૂં વચન છે તેને આ વખત સાથે લીધા વિના હું જવાનો નથી.

સોંપવી સુધર્મ છે, શાન્તિ ઉન્નતિ મર્મ છે;
રાખવી કુકર્મ છે, બેવફાઈ શર્મ છે.

રાજા: ( લાચાર થઈ ના પાડવા જતો હોય તેમ ) મહારાજ!

અગમ્ય ગુરુ:—

હામાં સુખ, નામાં દુ:ખ, બંન્ને સ્થિર ચિત્તે તોલ;
કોપ સુહવા તત્પર બની, પછી પછી નકાર બોલ.

પ્રધાન: ( મહાત્મા સામે ધસી આવીને )

હે સાધુ શાપ કો કાળે નહિ, ધૂર્તના તો ફળે નહિ,
રવિ જગને પ્રજાળે નહિ, અગ્નિ કીટથી બળે નહિ.
બકારો લવારો તો ખાલીજ અબો કરે,
ડરે તે મૂઢ, વીર તો પલભરે મન ના મરે.

( અગમ્ય ગુરુનો દૃષ્ટિપાત પણ ન થવાથી પ્રધાનજી ખસીઆણા પડી પાછા હઠે છે. )

અગમ્ય ગુરુ: રાજન્! બોલ, બોલ. જે તે પ્રત્યુત્તર દે.

ગંભીરસિંહ: ગુરુજી! શાન્ત થાઓ.

લાવણી.*

વચનનો નથી કરતો ઇનકાર, પામીયો બાલ મહા ઉપકાર;
વંધ્ય ભાવ મમ ટળી ગયો ને, નવીન થયો અવતાર.
મુજપર મનમાન્યો ઉપકાર, કહો વિસરાય કયમે તલભાર;

પણ લાચાર, લાચાર, વાત્સલ્ય પ્રેમ વિકાર! નહોતો હું જાણકાર કે હ્રદયપર આવો તુજ અધિકાર; શૂન્ય અંતર શૂન્ય બહાર, શૂન્ય બુદ્ધિ શૂન્ય વિચાર, લાચાર, લાચાર.

* સ્વ. મણિલાલ નભુભાઈની "અહો શા નિર્મળ જગ વ્યવહાર"ની ઢબે.

(રાજા શક્તિહીન બની આસનપર લોથ જેવા થઈ પડે છે.)

**રાણી કેવકુંવરબા:** (રાણાજીના ગભરાટનું પરિણામ જાણે પ્રત્યક્ષ જોતી, છંછેડાયલી સિંહણ પેઠે ક્ષત્રિયાણીના લોહીથી ઉછળતી પડદાને બાજુપર ફેંકી ગુરુજી સામે આવીને)

ત્યજી ઘો ભૂપને, ફેરવી મુખને, ફરી લ્યો મુજથી વાત;
રોષ બતાવો પુત્ર પચાવો; એ તમ શું ઓખાત.
સિદ્ધિ મંત્રો જંત્રો તંત્રો, સૌ સાધન અજમાવી લ્યો;
નભ તોડી પાતાળ ફોડી લ્યો, ચાલ્યું તમારૂં ચલાવી લ્યો.
યક્ષો દક્ષો દાનવ માનવ, સર્વે બલ મિલાવી લ્યો;
શંકર બ્રહ્મા વિષ્ણુ ઇશ્વરી, યમશક્તિ બોલાવી લ્યો

પુત્ર નહિ અપાય, છતા પુત્રે અપુત્ર નહિ થવાય; સહુનું ગાયુ નહિ ગવાય, તમોથી અહીં નહિં ફવાય.

(રાણાજી તરફ વળીને)

સમસ્યા સમજો શાપને, ભવિષ્ય સૂચક ભાવ;
સુખ દુઃખ કોથી નવ ટળે, કેમ થયા ગરકાવ.

(રાણાનો ઉત્તર ન મળતાં)

**અગમ્ય ગુરુ:** રાજન્! બોલ, બોલ, છેવટનો અક્ષર બોલ.

**ગંભીરસિંહ:** લા...ચા...ર...શું બોલું ?

**અગમ્ય ગુરુ:** ઠીક, સાંભળ ત્યારે—

થશે આ પુત્રીને પરિતાપ, થશે વળી તુજને પશ્ચાતાપ;
થવાનો પળે પળે વિલાપ, સંચિત બહુ તમારાં પાપ.

વળી જો—

એ પુત્રી સંસારમાં સુખે ઠરવાની નથી,
સદ્‌ભાગીને વરવાની નથી,
મૃત્યુ માગ્યે મરવાની નથી,
આ અગમ્ય ગુરુના ચરણ શરણ વિણ અન્યથા તરવાની નથી.

(અગમ્ય ગુરુ અદશ્ય થાય છે. રાણી તથા દરબારીજનો સર્વે ભયથી થરથરતા, આશ્ચર્યથી પહોળા મુખવાળા અગમ્ય ગુરુની અદશ્ય થવાની દિશા પ્રતિ અનિમિષ નેત્રે જોઈ રહે છે.)

---

## પ્રવેશ ૩ જો.

[ સ્થળ: રાજકુમાર વિદ્યાલયે જવાનો રાજમાર્ગ. ]

---

**વિષયસિંહ:** જમાલ ! આપણે તો સૌથી પહેલા વિદ્યાલયે આવી પહોંચ્યા.

**જમાલ:** ( કાણીયો ) હાંજી, અપન તો સબસેંહી અવ્વલ.

**વિષયસિંહ:** સાથે રાખવાનાં પુસ્તકો ને સામાન બરોબર લીધો છે ને ?

**જમાલ:** હાંજી, હાં સરકાર, દેખો.

( એક કાનેથી પેન્સીલ કહાડી બતાવે છે. બીજેથી કલમ બતાવે છે. કલમ સુથણે ઘસી ઘસીને લોહી નાખે છે. વિચિત્ર જગ્યાએથી વિચિત્ર ચિજો કહાડી કહાડીને બતાવે છે ને હસાવે છે. )

**વિષયસિંહ:** ( પ્રેક્ષક તરફ જોઇને ) જોયા, આ અમારા શણગાર ! આ બંદા ભણવા જાય છે તેમનો વરઘોડો.

(જમાલને) છત્રી બરાબર ધર. ડર્ટી ડફર ! દુનિયામાં એક આ બી વાયરો વાયો છે કે રાજકુમારને ભણવા મોકલવા. જો રાજકુમારો ભણી ભણીને મરશે તો પછી જીંદગીની મોજ ને શોખ કોણ કરશે ?

**જમાલ:** હાજી જનાબ ! પઢના લીખના કામ ગંડુકા. અપના તો દુનિયા ડરાના ઔર ઉડાના ડંડુકા.

**વિષયસિંહ:** ( પ્રેક્ષકવર્ગ તરફ જોઇને ) હવે ક્યાં રાજ્ય સંભાળવામાં વિઘ્નો આવવાનાં છે ? કારભાર તો લોકોએજ હાથમાં લઇ લીધો છે ! રાજાઓએ સેંકડો વર્ષ સુધી અનેક કષ્ટો સહન કર્યાં ! તો હવે પ્રજાજનોજ સુગમતા કરી આપે તેનો લાભ લેવા ચૂકે કોણ ? આપણે તો બરાબર જમાનાને ઓળખીએ છીએ.

**કટાવ.**

નૌતમ નારી, નિરખી સારી, હૃદય પસારી કરવી યારી;
મારામારી હલેજત સારી, સ્વેચ્છાચારી બનું વિહારી.
મીટીંગ હોલે, ડેન્સીંગ બોલે, ફ્લફ્ફ ઝોલે પોલંપોલે;
કંઇક નારીનાં પોગળ ખોલે, પ્રેમભર્યાં કંઇ બોલો બોલે.
એજ અમારાં કામ છે (૩)

કંઇ સમજાવું, સહુમાં ફાવું, ના માને તો યુક્તિ લડાવું;
શિરપર હજાર સંકટ લાવું, જંતરમંતર ઠેઠ જમાવું.
ભલાં ભલાં પક્ષીઓ પાડું, આડું અવળું વળી દેખાડું;
સહુ જગે બંદાનું ગાડું, કાપું તેનું કાસળ કહાડું.
એજ અમારી હામ છે. (૩)

કેમ એજ કામ કરીએ છીએને?

જમાલઃ એહી જનાબ! (એક લાંબી રોજનિશી પ્રેક્ષકવર્ગ તરફ ધરીને) યહ ડાયરીમેં શાહજાદે સાબકે યહ બાબકા સબ બહાદરીકા હેવાલ લીખા જાતા હય.

વિષયસિંહઃ "અરે ડફર' એ તો 'રોયલ હીસ્ટરી' ભાગ પહેલો છે! લાવ, લાવ, મારી પાસે લાવ. (પ્રેક્ષકવર્ગને) આ એક અમૂલ્ય ગ્રંથ છે. રચનાર કવિશ્વર કુંવરસાહેબ પોતેજ. ને વાંચકવર્ગ પણ બંદેનિવાજ પોતેજ! આ ગ્રંથ જગતમાંથી ગુમ થવાનો તે પણ આપણી સાથેજ! ઉપર પણ તેનો ઉપયોગ અહીંના જેવોજ થવાનો. જો સ્વર્ગમાં ગયા તો આ ગ્રંથ સારૂ અપ્સરાઓનાં ટોળેટોળાં આપણી પાછળ "ભમે ભમે પણ ભમરી નહીં" અને જો નર્કમાં ગયા તો યમરાજના દૂતોને બસ એકજ ટુચકો સંભળાવી દીધો કે આફ્રીન!

જમાલઃ જનાબ! હમકું તો એક ફકરા સુનાઓ.

વિષયસિંહઃ કેમ તું જમનો દુત છું?

જમાલઃ નહીં જનાબ મેં તો અપ્સરા છું.

ઑલ રાઇટ! સાંભળઃ—

"ગુરુપત્નીનો સંસર્ગદોષ કલિકાળમાં નિર્મૂળ છે, અર્જુને ઉત્તરાને પરણવાની ના પાડી અને કચે દેવયાનીનું પાણિગ્રહણ ન કર્યું, એ જમાનો જુદો. હવે તો પશાભાયાને જપનાશ પોતાની શિષ્યાને પલવારમાં પટ્ટશિષ્યા બનાવી દે છે!

(જમાલને) જમાલ, પેલી સુંદરીનું નામ શું?

જમાલઃ કોનસી? કોનસી?

વિષયસિંહઃ હાં, હાં, શશિકલા.

જમાલઃ હાં, હાં, જનાબ ! થોડી થોડી નામ. બુરી બલા !

વિષયસિંહઃ તને આંધળાને બલા લાગી છે; પણ મને તો કટાર વાગી છે, કટાર ! કટી ડફ્ફર, કટાર !*

જમાલઃ ( વિષયસિંહની છાતીએ હાથ ફેરવતો હોઠ ફફડાવી. ) લાહિલ્લીલ્લા......મહમદ રસુલીલ્લા......બરકત.

વિષયસિંહઃ અરે ડફ્ફર ! એમ હાથ ફેરવ્યે શું થાય ?

જમાલઃ (ચમકતો) નહીં, હુઝુર ! ઇસકું અકસ્માતકા તાત્કાલિક ઇલાજ બોલતે હય. દર્દ મિટાનેકી તરકીબ નિકાલેંગે ઝુરૂર.

વિષયસિંહઃ ત્યારે તો નિમકહલાલ નોકર ખરો !

ગાયન.*

વિષયસિંહઃ—

થયું મન, કરૂં હું ચમન, દઉં તન, તન મન ધન

જમાલઃ—( કાણી આંખ બતાવી )

મોહે દેખીને નયન, મોહે ને કરે નમન.

વિ૦ઃ સરૂરૂરૂરૂરૂરૂરૂરૂરે સરી ગઇ હૃદયે તું શશિકલા.

જ૦ઃ અરૂરૂરૂરૂરૂરૂરૂરૂરૂ બાત સુન મેરા જી રહા જલા.

વિ૦ઃ લા........ગી........તોરે કાજ અંગમેં અગન

જ૦ઃ લા........ઉં.......ગા તેરે કાજ હાતકા કગન.

વિ૦ઃ કરે મન થનનનન થન.

જ૦ઃ ધન ધન ધનનનન ધન.

( જગતસિંહને સામેથી આવતો જોઇ, જગતસિંહને ન દીઠો હોય તેમ, બન્ને જણ પૂર સપાટામાં ચાલવા માંડે છે. )

વિષયસિંહઃ અરે ચાલ, ચાલ, પેલો જગત આવતો જણાય છે.

જમાલઃ ( ચાલતાં ચાલતાં સ્વગત ) હહે રોતી સુરત ! વૈસા દીલાવર રાજકુમારકી પાસ રહેંકે ન તો મોજ ઉડાઈ, ન તો પૈસા જમા કીયા.

* એક જર્મન ગાયનની ઢબ.

જગતસિંહઃ ધિક્કાર છે આવા રાજકુમારને !
ધિક્કાર આવા જીલ્લાના તાબેદારને !
ઈશ્વર ! ઈશ્વર ! આ ત્હારો કેવો ન્યાય છે ?
જેઓ જગતને, ભક્તને રીબાવી રક્તમાં રોળે છે.
જેઓ સતિને, યતિને રડાવી અનીતિમાં ઝબકોળે છે.
જેઓ કંચન ને કામિનીજ ખોળે છે.
જુઓને ! એવા તો સુખને હીંડોળે છે.

( જરા વિચાર કરી ) નહિ, નહિ.

ઇશ્વરનો ઇન્સાફ અહીંજ જોઇ લેવાનો છે.
અક્કલવાન, લક્ષ્મીવાન, પણ અધર્મીનો જય માત્ર કહેવાનો છે.
ઠાઠમાઠ, માલખજાનો, અહીંનો અહીંજ રહેવાનો છે.
અંતે ઈશ્વર આગળ સહુએ એક સરખો જવાબ દેવાનો છે.

**વિષયસિંહ ! વિષયસિંહ !** આમ આકાશમાં અદ્ધર ન ચાલ; સદા નહિ રહે યુવાનો કાળ; માન, સમજ, નહિતર થવાના ભૂંડા હાલ !

ત્હારા જેવાનું અન્ન પણ અવનતિ આપનારૂં છે,
ત્હારા જેવાનું સ્મરણ પણ અવગતિ લાવનારૂં છે.

પણ લાચાર—

એક પાપી પેટ ખાતર, ત્હારા મુઠ્ઠીભર અન્ન ખાતર, ત્હારાં અપમાન ખમું છું, ત્હને-નીચને નમું છું અને એક ગુલામની પેઠે ત્હારા હાથમાં રમું છું.

પણ યાદ રાખજે કે—

ગરીબ, પણ જે પ્રભુથી ડરે છે,
તેની દુર્દશા એક દિન પણ ફરે છે.
પ્રભુને શું ? રંકનો રાય કરે છે;
નીતિ ધરે તે ભવસાગર તરે છે.

પણ જે—છળકપટનો સાથી થઇ ફરે છે,
ન જોયાં ન માન્યાં કુકર્મો કરે છે.
તે—ખત્તા ખાય છે, પાપનાં પોટલાં ભરે છે,
અને અંતે વિષયનો કીડો વિષયમાંજ મરે છે.

## પ્રવેશ ૪ થો.

[ સ્થળ: રાજકુમાર વિદ્યાલય. ]

( દેવરાજસિંહ આવે છે. )

ગાયન–( રાગ ખમાચ. )*

અટપટી શી ઘટ ઘટના,
રચનાર ભૂલ્યા રચના, રઘુવર નટવરને ભ્રમણા:
ભ્રમણા, રુદના, રટના— અટપટી૦
તરલ સરલ મટી બની વિકલિત મન,
ગગન ચઢન ઘડી ભૂતલ, અવતરણ;
પલ કરી થનથન, ચરચરી ચણચણ, શાને કહી "લલના"
કહીને "લલના શીદને છલના" અટપટી શી ઘટ ઘટના.

અહો વિશ્વસંતોષી હૈડા ! શું...છે? ત્હારે શું ઓછું છે? શું જોઇએ છે? એક મૂર્ખ બાલકવત રીસાએલું અણમનાયલું, ના બોલવું ના બંધ રહેવું; આમ રડી રડીને મને શાને શેકે છે?

હું દેવરાજ નહિ, પણ દેવાંગના લે, શું છે? એક સ્ત્રી, પુરુષરૂપે રહે અથવા સ્ત્રી છું, એમ જગતને ના કહે, તેમાં છલના શી? ગુન્હેગારી શી? મારૂં હૈડું મૂર્ખ નથી, મૂર્ખ તો હું છું. જ્યાં અન્યાયનો લાભ સરળતાથી સીધેસીધો સધાતો નથી. જ્યાં ઉંડો સ્વાર્થ સાધવાની ઇચ્છા હોય, ત્યાં સ્પષ્ટતા ક્યાંથી હોય? કેટલાક સમયથી સ્ત્રીત્વ-કલ્પના બલવત્તર થતી જાય છે. મન નિરંતર ખમચ્યા કરે છે, તે કાંઇ અર્થરહિત ન હોય; પણ એ વિચારવમળમાં મ્હારૂં મન કેમ ઘસડાતું જાય છે? તે સમજાતું નથી.

ખરેખર ત્રિકાલ જ્ઞાન વા વશીકરણ સહેલ,
પણ હૃદયવૃત્તિઓનું પૃથક્કરણ મુશ્કેલ.
ગુન્હેગારી નહિ, છલના નહિ, એ દૃઢ માન્યતા,
તથાપિ.........વિચિત્રજ વિકાર, વિચિત્રજ પ્રસંગે,
દેવરાજને તો એ શકયે ન હોય.

* દક્ષિણી ગાયન નવનવલ નયનોત્સવાની ઢબે.

*ગાયન—રાગ મલ્હાર.

લાજે નયન હૃદયે
દરશન, સ્મરણ, મનન થયે— લાજે૦
કો જન એક સમીપ નીત તદપિ,
બોલતણું બલ ન શકે અરપિ
ના, રસનાહૃદ બે કરાપ— લાજે૦

.... .... .... ....

કશ્ચિદ્ કો નર, એક પણ એકજ,
એક હોયે ગમે તે કો.

એકજ, કે જેની પ્રત્યે રાજ્યકુલાભિમાન વિસારવુંજ ઘટે. કોઇ એક કે જેને સારૂ દેવાંગનાના કોમળ વિચારોમાં સ્થાનપણ ન હોઇ શકે, સિવાય કે સ્વપ્નાવસ્થામાં, તન્દ્રાવસ્થામાં વા ઉન્માદાવસ્થામાં.

( રાજકુમારો એક પછી એક પોતાના સહચારીઓ સમેત આવે છે અને પોતપોતાને સ્થાને બેસે છે. પ્રધાનાધ્યાપક ( પ્રિન્સિપાલ ) આવે છે. બધા ઉભા થઇ સલામ કરે છે. )

**પ્રધાનાધ્યાપક:** દેવરાજસિંહ ! આપણા વિદ્યાલયની ખ્યાતિ ક્યાંસુધી ગએલી છે, તેનો પૂરાવો આજ એક આવ્યો છે. રાજકુમારો ! સાંભળો ! આજે મારા ઉપર સુધારાના સાક્ષી તથા પાશ્ચાત્ય કેળવણીના હિમાયતી રાણા પોગળસિંહજી જી. સી. એસ. આઈ; સી. આઇ. ઇ. રત્નપુરના મહારાજા સાહેબનો આ એક પત્ર આવેલો છે. મહારાણાજી જણાવે છે—

" રત્નપુરનાં રાણીસાહેબના હૃદયમાં હિંદુસ્તાનના રાજકુમારોના હિતને ઉચ્ચ સ્થાન મળ્યું છે. તેઓની અભ્યાસ વિષેની સ્પર્ધા વધે, એવી ઇચ્છાથી અમારાં વિદુષી રાજકુમારી જ્ઞાનદેવીયે પ્રસ્તાવિત કરેલા પ્રશ્નોનો ઉત્તર આપનાર આપના ઉત્તમ વિદ્યાર્થીને સુવર્ણપદક આપવાની હેમની ઇચ્છા છે, એમ જણાવતાં મ્હને આનંદ થાય છે."

**વિષયસિંહ:** આ વાયરો નંબર ૬. સ્ત્રી તથા દીકરીને જનસમાજ આગળ ધરવાની જીજ્ઞાસા આજકાલ ઘણીજ તીવ્ર થઇ પડી છે.

* પ્યારા સાહેબના " રૂમઝુમ બાદરિયાં બરસે " ની ઢબ.

પ્રધાનાધ્યાપકઃ " હવે હું પ્રશ્નો વાંચુ છું, તેપર ધ્યાન આપો.

પહેલો પ્રશ્નઃ—

શરદ્પુનમની યામિની, સોહે કંથ ને કામિની;
ભરથાર ભાખે ભામિની, " ઓ મધુરસ્વર આલાપિની "
રસરેલી, સુખકર માનુની, કર હેલી પ્રીતિ રસગાનની
× × × ×
કરે સરંગી લઇ તન્વંગી, થઇ ઉમંગી રસરંગી.
કિન્તુ હૃદયે ભર્યો ડચૂરો, રડુ રડુ થઇ સ્વરભંગી.

તે કેમ ?

આ પ્રશ્નના ત્હમે સૌ ઉત્તર તૈયાર કરો. હું એક પછી એક દરેકને પૂછીશ.
( પુછવા માંડે છે )

કિરીટસિંહજી ! તમે આનો શું ઉત્તર આપો છો ?

કિરીટસિંહઃ—

" સંસારમાં સુખની પળો, નવ ફરી ફરીને આવતી,
સદા સુખ આ નહિ રહે, લહી એમ ઓછું લાવતી. "

પ્રધાનાધ્યાપકઃ ( સંતોષથી ) " ઠીક છે. વિનોદસિંહજી ! તમે કહો જોઇએ ? "

વિનોદસિંહઃ—

" ટાઢો ભાત વઘારી તેલ, મરચાં, મીઠું મશાલો લઇ;
તફડાવ્યાં ગયું અંતરાશ લલના તેથીજ બોલી નહિ. "
( સર્વે હસે છે. )

પ્રધાનાધ્યાપકઃ " વાહ ! તમે તો નામ પ્રમાણેજ ઉત્તર આપ્યો ! શૂન્યસિંહજી ! તમે કંઇ ઉત્તર આપી શકો છો કે ? "

શૂન્યસિંહજીઃ—

" લાલા લહેરી મતિ અંધેરી, ફીદા ફીદા નારી ઉપરે;
લલના ઝહેરી વળી હવેરી, ગાનની વેરી શું ઉચરે ? "
( સર્વે હસે છે. )

**પ્રધાનાધ્યાપક**: "તમારો ઉત્તર વિનોદસિંહની જોડે મૂકાય એવો છે વિષયસિંહજી! કેમ તમે?"

**વિષયસિંહ**: "સાંભળો સાહેબ! હું તો ત્હેનો ઉત્તર ગદ્યમાંજ આપવા ચાહું છું. આ પીંગળીઆઓ જોતજોતામાં તેને પદ્યમાં ફેરવી નાખશે. મ્હને તો એમ લાગે છે કે–આપણી નવી વિચારશૈલીને અનુસરીને તે સ્ત્રીએ સ્નેહલગ્ન* ને દેહલગ્ન એમ બે લગ્ન કર્યાં હશે; અને દેહલગ્નના સ્વામી સાથે બેઠાં બેઠાં સ્નેહલગ્નનો સ્વામી સાંભરી આવ્યો હશે ને કંચુકીમાં જીવ ભરાયો હશે?"

**પ્રધાનાધ્યાપક**: (ગુસ્સે થઇને) "કુમારસાહેબ! તમારે આવી ભાવનાઓ પોષવી ન જોઇએ."

**વિષયસિંહ**: (સ્વગત) "ઘરમાંજ ઉપદેશ કરોને એટલે બસ!"

**પ્રધાનાધ્યાપક**: (દેવરાજસિંહ સામે જોઇને આનન્દોત્સાહથી) હવે તમારો ઉત્તર આપો, દેવરાજસિંહ!

દેવરાજસિંહ— રાગ કાનરો.

"ચન્દ્રે મૃગ સુની ધુની સ્વરની જો, આકર્ષ્યું આવી પડે;
જ્યોતિ ચંદ્રની નિષ્કલંક બનતાં, નેત્રો વિષે જો નડે.
મીટે મીટ મળેલ મુગ્ધ મધુરી, જો તાર આ તૂટશે;
ઈર્ષ્યાથી અવલોકને પ્રણયીના, આયુષ્ય સૌ ખૂટશે."

**સર્વે**: વાહ દેવરાજસિંહનો ઉત્તર ઉત્તમ છે.

**વિષયસિંહનો સહચારી જગતસિંહ** (સ્વગત) "કુમારશ્રીની કવિતામાં, ભૈરવીમાં રહેલી 'સુણે તે ધુણે' જેવી મોહકતા છે અને તે મારી રસિક વૃત્તિને જાણે અટકચાળું કરતી હોય. તેમ મ્હને પણ આ પ્રયત્નમાં યોજવા પ્રેરે છે."

---

* કોઇ નવલકથાકાર, કવિ અથવા જ્ઞાતિપર આ આક્ષેપ નથી. પરંતુ સૂચન એ છે કે તે સમયે શિક્ષણ ઘણુંજ અલ્પ પ્રમાણમાં હતું. શિક્ષિતવર્ગનો મહા ભાગ ચુંથારાંગ જેવો હતો કે જેમને કાવ્યરસનું જ્ઞાન નહોતું અને જેઓ કાવ્ય રસિકજનો પ્રતિ ઈર્ષ્યાની દૃષ્ટિથી જોતા, અવશેષમાંનો મહાભાગ પ્રાસ અથવા રસની જરાપણ અપેક્ષા શિવાય પોતેજ કવિ બની જતા હતા. માત્ર મહા અલ્પ ભાગ ખરા કવિજનો તથા લેખકોના ગ્રંથોનો પુન્યવૃત્તિથી અભ્યાસ કરતા. આવા માત્ર વિરલજનોમાંનોયે મહાભાગ તો હંસ ક્ષીર બુદ્ધિ વિના માત્ર વિલાસપ્રિય વસ્તુ વિલાસપરજ મોહિત થતો.

**વિનોદસિંહ**: ( વચમાં બોલી ઉઠે છે. ) "સાહેબ ! આ કલ્પના તો કોઇ પ્રાચીન કવિના જેવી જણાય છે. દેવરાજસિંહને શાબાશ છે."

**વિષયસિંહ**: ( સ્વગત ) "લેયા, આ શાબાશી કહેનારા અને શાબાશી લેનારા ? શું શાબાશ ! આ જમાનામાં આ કવિતાના જેવા હવાઈ કિલ્લા નભે એમ નથી. ખરૂં પૂછો, તો આપણે તો કશો અર્થ સમજ્યા નથી. પ્રાચીન સમયમાં કવિઓનાં મગજ લોઢાનાં અને લોકોનાં લાકડાનાં ! દશ લિપિઓ વાંચો ત્યાં તો દવાખાને દોડવુ પડે ! કવિતામાં પદલાલિત્ય, સરળતા અને ગેયત્વ તો મળેજ નહિ. આપણને અત્યારની શૈલી ઘણીજ પ્રિય છે

એક શીરો* હતો, એક શીરો હતો,
તે વહાલીને તાટ જઇ બેઠો.
હાં હાં તે પૂરીને તાટ જઇ બેઠો,
હાં એક શીરો હતો. (૩)

**પ્રધાનાધ્યાપક**: બીજો પ્રશ્ન પાદપૂર્તિનો છેઃ—

"અંગુલી અધરે અડાડી ચકિતા જો આ મૃગાક્ષી ઉભી."

( જમાલ પ્રવેશ કરે છે )

**જમાલ**: જનાબ ! વોહ તો કુછ ખાનેકી બાત આઇ અંગુર ઔર ખરફીકે ચકતે ખાની ખડી હોગી.

**વિષયસિંહ**: "ચુપ રહે, ડર્ટી ડફર !"

**પ્રધાનાધ્યાપક**: આ પ્રશ્ન જરા વધારે કઠીન છે તથાપિ દેવરાજસિંહજી તો ઉત્તર દઈ શકશે. બીજા કોઇને ફાવે એમ નથી.

**ચુંથાશંગ**: એટલે સાહેબ ! વરી બધાએ જબાપ આલશે. જેને જેવો આવડશે તેવો. પાદપૂર્તિમાં કાંઇ પીંછું મેલવાનું છે ? આ લેંટીની પાછર બીજી તેણ લેંટીઓ ઘહડી કહાડવાની ! કવિતા કરવાનો ચ્યમ કોઇને અમરપટો લખી આલ્યો છે ?

( બધા હસી પડે છે. )

**પ્રધાનાધ્યાપક**: "લખી આપેલું તો નજ હોય; પણ વસ્તુતાએ તો હજી સુધી લખી આપેલા જેવુંજ છે."

---

* જુઓ ફુટનોટ પેજ ૧૫ માની.

**દેવરાજસિંહ:** (થોડીવારે) સાહેબ ! મ્હેં આવો પ્રયત્ન કર્યો છે–

છૂટા કેશ સમારતી, સરકતી, કુંજેથી દીઠી સખી;
'ક્યાંથી' 'ઠીક તુંયે' 'હું ના તુજ સમી' 'શાને બની બ્હાવરી.'
જુઠો રોષ ધરંતી 'શું શું ?' પૂછતી, ઓષ્ટક્ષતો દાખતી;
અંગુલિ અધરે અડાડી ચકિતા, જો આ મૃગાક્ષી ઉભી.

**પ્રધાનાધ્યાપક:** હા, પાદપૂર્તિ સારી કરી.

**દેવરાજસિંહનો સહચારી સામંતસિંહ:** ( ઉભો થઈને ) સાહેબ ! જગતસિંહે પણ એક ઉત્તર ઘડી કહાડ્યો છે. તે પણ વિનોદ ખાતર વંચાવોને ?

( પ્રધાનાધ્યાપક અણગમાની નજરે કાંઈ પણ જવાબ ન આપતાં ચ્હીડાયલી નજરે સામંતસિંહ સામું જોઈને જગતસિંહ સામે ધિક્કારયુક્ત કરડી નજરે કટાક્ષ ફેંકે છે.

**પ્રધાનાધ્યાપક:** "જગત્‌સિંહ ! ત્હમે કયા દેશના રાજકુમાર ?"

( ઘણાખરા હસી પડે છે. દેવરાજસિહનું હૃદય દુ:ખાય છે. સામંતસિહ ખસીઆણો પડે છે. જગતસિંહ માથું નીચું ઘાલે છે.)

**જગત્‌સિંહ:** (પ્રધાનાધ્યાપકને) "મ્હારી કોઈ જાતની ઈચ્છા નથી." ( સ્વગત ) શું ધિક્કારભરી દૃષ્ટિ ?

"વસ્ત્ર વિના નર પશુ, એ સૂત્ર જગતને વર્યું;"
"ચઢયું રહે મદ મોટપનું ઘેન, તદપિ શ્રીમંતિની આ ને બ્હેન."
જન સમાજની સેવા કરે, ધર્મ નીતિમાં પ્રભુથી ડરે;
કપટ વાત સુણી બને આભી, તોયે ગરીબની વહુ સૌની ભાભી.

( કવિતાનો કાગળ ફાડીને ફેંકી દે છે. )

**પ્રધાનાધ્યાપક:** "હવે સર્વે પોતપોતાની કવિતા સારા અક્ષરે કાગળ ઉપર લખી નીચે સહી કરીને આપી દેજો. સર્વેને હવે રજા છે "

( સર્વે જવા માંડે છે પ્રધાનાધ્યાપક પણ પોતાનુ કામ પરવારી ચાલવા માંડે છે. )

**વિષયસિંહ:** ( જતે જતે પ્રધાનાધ્યાપકને ) " સાહેબ ! આપને મારે એક વિનતિ કરવાની છે. "

**પ્રધાનાધ્યાપક:** ' ( જોરમ ને જોરમાં ) " કાલે, કાલે. "

**વિષયસિંહ:** (રસ્તામાં આડો ઉભો રહી) "સાહેબ ! જરા સાંભળો."

**પ્રધાનાધ્યાપક:** ( ગુસ્સામાં) " I don't wan't you. " ( મારે તમારૂં કામ નથી. )

**વિષયસિંહ:** " સાહેબ ! પણ જરા......

**પ્રધાનાધ્યાપક:** ( નઠાર નિશાળીઆ તરફ સ્વાભાવિક થતી ધિક્કારની નજરે, જોરમાં ન ગણકારી બાજુએથી ચાલવા માંડતાં ) " વિષયસિંહજી ! આ તે તમારી રીત છે ? " ( જોરમાં તરછોડી ચાલવા માંડે છે. )

**વિષયસિંહ:** ( ન ગણકારતાં ) " સાહેબ ! આપને ત્યાં બબ્બે કલાક આવીને મ્હારો ટ્યુશન લેવાનો વિચાર છે. "

**પ્રધાનાધ્યાપક:** ( અટકી પડીને હસતે ચહેરે ) " પણ મ્હને વખત નથી. "

( આગળ પગ ઉપાડે છે. નથી ઉપડતો ત્હોયે જોરબંધ ચાલવા માંડે છે. )

**વિષયસિંહ:** " સાહેબ ! હું પ્રતિમાસે ચારસો રૂપિયા આપી શકીશ. "

**પ્રધાનાધ્યાપક:** ( સાંભળતાંજ, ચમકીને ત્યાંના ત્યાંજ ) એઅ્ (પાછા ફરીને ) ઠીક છે, ઠીક છે; આપનો વિચાર સ્તુત્ય છે. મનુષ્યે વિદ્યા તો ' યેન કેન ઉપાયેન ' પ્રાપ્ત કરવીજ જોઇયે. જાઓ, તમને હુ નિરાશ નથી કરતો, બાકી By my oath I care not a two pence for money. " ( મારા સમ, મ્હને પૈસાની જરાપણ દરકાર નથી ).

**વિષયસિંહ:** (સ્વગત) એ અ્

( પ્રધાનધ્યાપકને ) " નારે સાહેબ ! એ શું બોલ્યા, આપ ? "

**પ્રધાનાધ્યાપક:** " Right you are. " ( સાચું કહો છો. )

**વિષયસિંહ:** ( પ્રધાનાધ્યાપકને ) " સાહેબ ! આપ તો ફરવા જવાના હશો. આપનાં પુસ્તકો લાવો, બંગલે મૂકતો જઇશ. "

**પ્રધાનાધ્યાપક:** " All right, just as you like. " (ઠીક જેમ તમારી ઇચ્છા.)



## પ્રવેશ ૫ મો.

[સ્થળ: પ્રધાનાધ્યાપક મહાશયનો બંગલો.]

**વિષયસિંહ:** "કેમ જમાલ! પ્રધાનાધ્યાપક મહાશયનો બંગલો તો આજ ને?"

**જમાલ:** "જનાબ! મૈંય તલાશ કરતા હું. આપ બેફીકર રહો. આપ યે તાજમહાલ હોટલમેં બેઠીયે."

**વિષયસિંહ:** (ગુસ્સામાં) "ડર્ટી ડફર! ગો અવે!"

**જમાલ:** (સ્વગત) "ઓર દો ચાર ગાલિયાં સુનાઓ! કયા ડરાતે હેં? ગાલીસેં કયા ડરાતે હય!" (મૂછનો આંકડો મરડતો) "ગાલીકી કયા બિસાત હય, યે બંદેને કીતને ધપ્પે ખાયે હય? સેન્ટ્રલ જેલકા જેલર થક જાય; મગર યે બંદા માર ખાનેમેં પીછા પડનેવાલા નહીં હૈ. અચ્છા, મગર જાતા હું. (વિષયસિંહને) જાતા હું સાબ."

(જાય છે ને વિષયસિંહ બંગલા સામું જુએ છે એટલે પાછો ત્યાંનો ત્યાંજ આવી ઉભો રહે છે.)

**વિષયસિંહ:** "કેમ પાછો આવ્યો?"

**જમાલ:** "મેરેકું એકીલા જાનેકું ડર લગતા હય."

**વિષયસિંહ:** "અરે ઢોંગી! જાને?'

(જમાલ મ્હો ચઢાવીને જવા માંડે છે, પણ વિષયસિંહની નજર ફરતાં પાછો ત્યાંજ આવીને ઉભો રહે છે.)

**વિષયસિંહ:** "કેમ વળી પાછો આવ્યો?

**જમાલ** "જનાબ! 'જાતા હુ' એ કહનેકું આયા થા."

**વિષયસિંહ:** "જા, જા. નીકલ."

**જમાલ:** "અબ તો નહિ જાતા હું."

**વિષયસિંહ:** (એકદમ બૂમ પાડીને) "ડર્ટી ડફર ગો અવે."

**જમાલ:** (તેના કરતાંએ ઉંચે અવાજે) "નો, ગો અવે." (એકદમ ધીમા અવાજે) જનાબ! મૈંય તો આપકા બૉડીગાર્ડ (અંગરક્ષક) હરહમેશ આપકી પાસ હોના ચાહીએ. કુછ ટંટા ફીસાદ હો ગયા તબ?"

**વિષયસિંહઃ** ( માથું ખંજવાળતો પ્રેક્ષકવર્ગ તરફ જોઇને ) એ પણ ખરી વાત ! (જમાલને ) અચ્છા, જબ દૂર છુપા કે ખડા રહેના.

**જમાલઃ** "હાજી યેહ બાત તો ઠીક હય."

**વિષયસિંહઃ** ( સ્વગત ) હું રાજકુમાર આવ્યો છું, એમ ખબર આપવી તેના કરતાં એકવાર આપણે જ ચોર બની આ સુવિખ્યાત સુધરેલી સુન્દરીના વિચાર જાણવા એ ઠીક.

( ઘરમાં એટલે વીંગમાં એક બાજુપર સંતાય છે. )

( શશિકલા ગાતી ગાતી આવે છે. )

**ગાયન.***

રસભરી મદભરી ભૂમિપરી અવતરી
ખીલી કળી આ,
વિણ ચૂંટાતી, વિણ લૂંટાતી, સૂકી થાય છે.

**બ્હેત.**

વેલી ફાલી વસંતથી તે, કો નિરખનારો નહિઃ
લજ્જા બળી ખીલી કળી, પણ વાસ લેનારો નહિ.

**વિષયસિંહઃ** ( પ્રેક્ષકને ) કયા ગાના ! કયા ખૂબસૂરતી ! ઉસકું કયા કહેના ?

**જમાલઃ** "પરાઇ ઓરતકું મા કહેના."

**શશિકલાઃ** "અરે ! મ્હને તે શું જોઈને આ વરને દીધી ?"

**વિષયસિંહઃ** ( પ્રેક્ષકને ) "અરરર મ્હને પણ એજ વિચાર થાય છે. મનોમન સાક્ષીનો કાયદો લાગુ જણાય છે !"

**શશિકલાઃ** "રૂપમાં તો જાણે આફ્રીકાનો સીદી, ભણ્યું છું તો રહ્યું સહ્યું બોધીને ખોધી."

**જમાલઃ** ( પ્રેક્ષકને ) "બ્હોત ડરપોંક."

**શશિકલાઃ** "સવારમાં ઉઠયા એટલે કૅાલેજમાં રોફ મારવાની તૈયારી, સાંજે કૅાલેજમાંથી કલબમાં સવારી; પણ એમ ન જુએ વિચારી કે કરમાઇ જશે આ પાંખડી બિચારી ! રાત્રે વાળુ કરી જરા હારમો-

---

* ગોહરજાનના 'દીલદાર દીલારા તુંપે કુરબાન કરૂં' પ્લેટની ઢબે.

નિયમ ઉપર રમત કરૂ અને પછી શાબાશીની આશામાં તેમના પલંગ તરફ દૃષ્ટિ કરૂં તો ઉંઘતા જ હોય એવું કે ખરેખરૂં."

**વિષયસિંહ:** ( પ્રેક્ષકને ) "ડર્ટી ડફર નંબર વનનો" બીજું શું? અમે તો એક રાજાના સુકુમાર દીકરા છીએ ખરા? પણ કેવા હોંશભેર અડધા કલાકથી ટાંટીઆ તોડતા ચોરની પેઠે ઉભા રહ્યા છીએ.?

**શશિકલા:** સમજે નહિ શું પ્રેમ, શું લાડ, ને પાછા વહેમનું તો ઝાડ.

**વિષયસિંહ:** (પ્રેક્ષકને) તેની ફીકર નહિ. માન્યા તો દેવ નીકર...

**શશિકલા:** પૈસોટકો, નોકરચાકર, બધુંએ ખરૂં; પણ વૃદ્ધ પતિને તે શું કરૂ? બળયું ઝુરી ઝુરીને મરૂં! ( રીસ્ટ વોચ સામું જોઇને ) વખત થયો, ચાલ ઘરમાં જઇને બેસું.

**વિષયસિંહ:** ( પ્રગટરીતે પાસે આવીને ) નવયૌવના બાઇસાહેબ મીસીસ ઉપાદિયા! જરા ઉભાં રહેશો?

**શશિકલા:** આપ કોણ છો ભાઇ? ને શા પ્રયોજનેઆવ્યા છો?

**જમાલ:** ભાઇ.........ઈ!

પહીલી મુલાકાતપર બહન ઔર બિરાદર,
ફીર ધીરે ધીરે હોતે હય, માશુક ઔર શૌહર,
વૈસી હો રહી હય, નયાઝમાનાકી નાપાક નઝર.

**વિષયસિંહ:** ( માથું ખંજવાળતો ) માર્યાં, આગતાસ્વાગતાની વાત તો વેગળીજ રહી ને પહેલેથીજ પ્રયોજન પૂછાયું. શું કહેવું?

બ્હારનું ને અંતરનું એમ બે પ્રયોજન,
પણ તે વચ્ચે છેટું બેંતાળીશ જોજન.

(શશિકલાને) આપ જરા ખુરશી ઉપર નિશ્ચિંત મને બેસો, એટલે કહું.

**શશિકલા:** (સ્વગત) અરે! આ તો કોઇ વિચિત્ર માણસ લાગે છે.

( વિ૦ને ) આપ બેસવું હોય તો બેસો. બાકી સાહેબને આવતે તો વાર લાગશે. ( શશિકલા ચાલવા માંડે છે. )

**જમાલ:** ( પ્રેક્ષકને ) "ડર્ટી ડફર ગો અવે!" દેખો, હમારા બીના ચલતા હય?

( શશિકલાની પાસે જઇ સભ્યતાથી ) મીસીસ શશિકલા ! હમ આપકું મહીનેપર ચારસો રૂપયેકા ફાયદેકી ખુશખબર દરિયાફ્ત કરનેકું આયેથે જી.

**શશિકલા** ( હસતે હસતે પાછી ફરતી ) શું મારા સ્વામીનાથને પ્રમોશન મળ્યું ?

**વિપયસિંહજી:** ( સ્વગત ) આ મોહનમંત્ર ખરો છે.

**જમાલ:** હાંજી, ખુદા આપકી જુવાની આબાદ રખે.

**શશિકલા:** ( જમાલ તરફ ફરીને તેના તરફ બે પગલાં જઈ ) તમે કોણ છો ભાઇ ?

**જમાલ:** ( શશિકલાને ) મેરા નામ જમાલ હય, ઔર યહ હમારે શિરતાજ વિષયસિંહ મહારાજ.

( શશિકલા વિષયસિંહ સાથે હાથ મિલાવે છે. )

**વિપયસિંહ:** હું ભાગ્યશાળી થયો આપના ઓળખાણથી (હસતે હસતે વિષયી નજરે જુએ છે. )

**શશિકલા:** ( હસતે હસતે વિષયી નજર પ્રિય લાગતી હોય તેમ ) બિરાજો આ ખુરશીપર.

( બન્ને ખુરશીપર બેસે છે. )

**વિપયસિંહ:** પ્રિન્સિપાલ સાહેબ પાસે મ્હેં રૂપિયા ચારસોનો પગાર આપી ટયુશન લેવાનો વિચાર રાખ્યો છે અને તેમણે તેની સંમતિ દર્શાવી છે.

**શશિકલા:** ( વિચારમાં પડી જઈ ) એટલે એઓ આપને બંગલે આવશે કે આપ અહીં આવવાના ?

**વિપયસિંહ** ( પ્રેક્ષક તરફ જોઈને ખોંખારો કરી ) આપને કેમ ઠીક લાગે ?

**શશિકલા:** ( સહજ શરમાતે ) આપ આટલો મોટો પગાર આપો ને આપને અહીં આવવાનો શ્રમ આપવો તે ઠીક નહિ; પણ અનુકૂળ તો........ ( અટકી જઇ લજ્જાથી મ્હોં ફેરવી નાંખે છે. )

**વિપયસિંહ:** ( હસતે હસતે પ્રસન્ન તથા વિષયી દૃષ્ટિએ ) આપણે અહીંજ આવવાનું રાખવાના.

**શશિકલા:** આપ ચહા લેશો ?

**વિષયસિંહ**: ઉપકાર સાથે.

( શશિકલા અંદર આજ્ઞા આપવા જાય છે, વિષયસિંહ ખોંખારતો ખોંખારતો કોચ ઉપર પડે છે. )

**વિષયસિંહ**: ( સ્વગત ) કામણગારીયે કાળજું કાપી નાખ્યું.

**જમાલ**: ( સ્વગત ) અબે કલેજા કયુ કાટતી હય? કાટના હો તો પાઉં કાટો યા તો નાક કાટો.

( વિષયસિંહ જમાલને બહાર જવા અણસારો કરે છે. જમાલ તેનો પ્રત્યુત્તર આપતાં ડોકું ધૂણાવી ના પાડે છે. છેવટે જમાલ જાય છે; પણ કોઇ ન જાણે તેમ પાછો થોડીવારે ત્યાંજ આવીને ઉભો રહે છે. રહી આવે છે. બન્ને એક ટેબલપર બેસે છે.

**વિષયસિંહ**: પ્રિન્સીપાલ સાહેબની ચોપડીઓ મૂકવા નિમિત્તે મ્હારૂ અહીં આવવુ થયુ, ત્યાં તમને જોયાં; પણ તમે તો ગાયનમાં હતાં એટલે તે પૂરૂં થયે આવ્યો.

**શશિકલા**: ( ચમકતી ને શરમાતી ) હાય! આપ સમજ્યા અવળું. એ તો સ્વપ્નની ભ્રાન્તિ.

**વિષયસિંહ**: ( શશિકલાને )

લજ્જા છોડો, કરને જોડો, પડદો તોડો પરાઇનો
નયન મિલાવો, પ્રેમ પીલાવો; નથી જોટો આ બુરાઇનો;
નથી એ લંછન, બહુ દઉં કંચન, સમા ન ખોશો ભલાઇનો.
રૂપા સરખો રાજવી પરખો, ઑલ્ડફૂલ છે કલાઇનો

**જમાલ**: ( પ્રેક્ષકને ) "બુઢ્ઢા કલાઇકા, રાજકુમાર સાખ રૂપેકા" અબ ખ્યાલ કરો સો ટચકા સુન્ના કોન? યહ બંદા!

**શશિકલા**: ( હસતે ) કુમાર સાહેબ! આમ પ્રથમ મુલાકાતેજ આપના જેવા ધૃષ્ટ ને અમર્યાદશીલ તો કોઇકજ હોય!

**વિષયસિંહ**: તમારા જેવાં પ્રણયવિદ્યામાં ઉત્કૃષ્ટ ને પ્રવિણ પણ કોઇકજ હોય છે ને?

**જમાલ**: ( પ્રેક્ષકને ) સુનો! બેવકુફ ઔર બેવફા બનાયે બદલકી એક દુસરેકી તારિફ!

**શશિકલા**: ( ઘડિયાળ સામું જોઇને ) ઓહો! સાહેબને આવવાનો વખત થઈ ગયો, માફ કરજો. હવે મ્હારે મ્હારા કામમાં રોકાવું પડશે.

**વિષયસિંહ**: હુંયે જાઉં છું. આ પુસ્તકો સાહેબને આપજો.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

[ સ્થલ: રાજનગરના બગિચામાં વિષ્ણુનું મંદિર. ]

---

**જગતસિંહઃ** અહા ! એમનું સૌજન્ય કેવું ! સૌન્દર્ય કેવું ! સૌષ્ટવ કેવું !

**રાગ—ભીમપલાસ.**

સુજનતાની સરિત સ્નાને, પુણ્યતા ઘરૂ થાય છે;
કાન્તિથી સહુ ઝાંખું ઝાંખું, ચક્ષુને દેખાય છે.
સરળતાથી સેવક બનું, ચિત્તડું મુજ ચહાય છે;
પુષ્પથી શું વધાવું પૂજુ, ગરીબડું ગુણ ગાય છે.

( મંદિરમાં જઇ ઘંટ વગાડી બહાર આવે છે )

અહો મુરારે ! ગોપાલહરે ! આ હ્રદયને ત્હેં કેવું ઘડયું છે ? જયારે જયારે કષ્ટો આવી પડે કે હૈયુ ભરાઇ આવે, ત્યારે ત્યારે ત્હારી મૂર્તિનાં દર્શન કરૂં એટલે મ્હારી સર્વ દુર્બલતા દૂર ખસી જઇ, જગત્‌ની સર્વ સુખ સામગ્રીને તૃણવત લેખતો કોઇ અલૌકિક અણમૂલો આનંદસાગર ઉરમાં છલકાય છે. પ્રભો ! આ ત્હારા બાલની રક્ષા કરજે, ત્હેના હ્રદયમાં તું પોતે જ અધિષ્ટ સ્પષ્ટ થજે. ( આ સામેથી સ્વર શાનો સંભળાય છે ? આ બાગચાના સ્વામી દેવરાજસિંહજી સામેથી એમના પરિજનો સહિત આવતા જણાય છે. )

આહા કયાં વિષયસિંહની વિષયવૃત્તિ ને કયાં દેવરાજસિંહની દૈવી સંપત્તિ ? કયાં કામ, ક્રોધ, લોભ વિષેની પરવશતા ને કયાં પ્રભુભક્તિ, ધર્મનીતિની નિર્મળતા ? ચાલ, ચાલ, આ ઝાડીમાં સંતાઉં અને તેનાં બાલચરિત્ર નિરખી મગ્ન થાઉં.

( સર્વે ગાતાં ગાતાં આવે છે. )

**ગાયન.***

ચઢીને થનથનતો તુરંગ, સજ્યા શૃંગાર શસ્ત્ર સહુ અંગ;
રાજકુલદીપક આવે—હાં રાજકુલદીપક આવે.

---

* " એને ભુલાવે એકાન્તરે કાન્તાની કેલી " અથવા " ચલતી ચપલા ચંચલ ચાલ યુવતી નિત ગલબેલી "ના ઢબે

ઝળહળતી જ્યોતિ આવે, મધુરૂ મુખડુ મલકાવે.
સખા સહે સંચરતા, સુખી સદ્‌ભાગી આવે.
વશીકરણનું વારિ ઢોળે, ચતુર કંઈક ચપટીમાં ચોળે.
કંઇ કંઇ અભિમાને ચઢેલનાં, અભિમાન મૂકાવે.
એક રતિ વલ્લભ બીજો, વીર પ્રદ્યુમ્ન કુમાર;
દેવરાજસિંહ દેખતાં, ગર્વિત થાય ગમાર.

દીસે જ્યમ મદન નવીન અવતાર, સકલગુણ નીતિ કેરા ભંડાર.
જુઓ આ નરવીર આવે.

**દેવરાજસિંહ:** કેમ તિલોત્તસિંહ ! આજે કંઇ ઉદાસ જણાઓ છો ?

**તિલોત્તસિંહ:** કંઇ નહિ, સહેજજ. ઉદાસી તો એજ કારણથી કે આપનું ચિત્ત અભ્યાસમાં વધારે મગ્ન રહે છે, એટલે આપણી બાલક્રીડા તો ગઈજ કની ?

**દેવરાજ:** તિલોત્તસિંહ ! એમ ઓછું ના આણો. ( હસીને ) તમે કહો તે રમત રમીએ. પછી કંઇ ?

**તિલોત:** કેમ મનોરસિંહ ! કયી રમત રમીશું ?

**મનોરસિંહ:** તમે તમારે જે રમવું હોય તે રમો. મને પૂછશો તો પહેલાં તો હસશો. પણ પછી વચનના માર્યા ફસશો.

**દેવરાજ:** ( મનોરસિંહનો હાથ પકડીને ) બોલો ! બોલો ! તમે કહેશો તે રમત રમીશું.

**મનોરસિંહ:** સાંભળો ત્યારે—

નરમાં નર છે નટવર નાગર, નંદશુ નેહ કરે તે નારી;
અન્ય ભૂમંડલ સહુ છે વ્યંઢલ, નાહક જનની ભારે મારી.

**સર્વે:** ( હસીને ) હા હા હા, હા હા. સમજયા. રાધાકૃષ્ણના મંદિરમાં તો તેજ રમત યોગ્ય કહેવાય.

**દેવરાજ:** જાઓ રાજસિંહ ! બહાર પહેરેગીરને વરધી આપો કે આ બાગમાં કોઈ મનુષ્ય ન આવે.

( દેવરાજસિંહ એક સીસોટી વગાડે છે એટલે રાજકુમારના પરિજનો પોતપોતાનો પોષાક ફેરવી નાખે છે. સર્વે સ્ત્રીરૂપ બની જાય છે. )

**જગતસિંહ**: ( ચમકીને સ્વગત ) આ શો ચમત્કાર? માનુષી માયાને નવ ગજના નમસ્કાર.

( સર્વે મળી ગરબો ગાય છે. )

( **ગરબો.** ) રાગ—**સિંધ** કાફી.

પરમ દયાળ, પરમ કૃપાળ, અમ તમ બાળ, છીએ શરણે;
જગ જંજાલ, વિષયો વ્યાલ, ગૃહે ન કો કાલ, વિભુ સ્મરણે.

સ્ત્રી બુદ્ધિ ન્યૂનતા લહી, દીધો રાધીકે લાભ;
સ્વામી નિજ સેવ્યા થકો, જીતાય ભૂ ને આભ.

નાવલિયાશું રૂસણાં લઈએ, જાપ જપીએ પણ જરી નવ કહીએ;
રાધેશ્યામ, જયમ રતિકામ, નીજ પ્રિય નામ, જપી ચારે જામ.
અંતરયામી, કૃપા પામી, સતી સ્વામી, સેવે સદાચરણે. પરમ૦

પતિ પત્નિના ધર્મમાં, જગને ભેદ અનેક;
વિષમતા વિભુને નથી, રાધામય પ્રભુ છેક.

સુખ દુઃખમાં હસી સહુ સંચરીએ, વિપદમાં વનવાસ વિચરીએ;
દઇ તાળી કર, વિનવીએ વર, રસળગ્ન કરીએ જીવન સુખકર;
હસીએ વસીએ રસિયા હૃદયે, પતિ અનુસરણે પરમ૦

**દેવાંગના**: ચાલો સખા, અરે ભુલ્યો સખી, અરે ભૂલી સખી! બાગમાં પુષ્પ વીણીએ.

( સૌ ફૂલ વીણવા માંડે છે. મનોરમા તિલોત્તમા સાથે ક્રીડા કૌતુક કરે છે. )

**તિલોત્તમા**: બ્હેન મનોરમા! તું તો હજી બાલક્રીડાનીજ ભોગી રહી, ત્હારે તો સર્વેય ત્હારા જેવી સમોવડીયણ સહી (પણ) નથી જાણતી કે જયમ જયમ સમય જાય છે વહી, ત્યમ ત્યમ અંતરના ને બ્હારના ભેદ......( દેવાંગના સામે જોઇને ) કેમ ખરૂં કે નહિ?

**દેવાંગના**: ( વેગળી ખસતી મ્હોં ફેરવી નાખતી ) તમારા મોઘમ બોલો સમજે છે કોણ અહીં? જાઓ મને બોલાવશો નહીં.

**તિલોત્તમાઃ** તે તો ત્હારે જોઇએ છીએસ્તો. હૃદયમાં થાયે ચટપટી, ત્યારે સખીઓ પર રહે કટકટી. પણ એમ જાણજે ડાહ્યલાં બહેન ! કે ભલેને કરીયે સખી સાથે કટ્ટાકટ્ટી (પણ) પ્રેમપંથમાં સખી વિનાનાં સર્વે સાધન મટ્ટી.

**દેવાંગનાઃ** ( મનોરમા સામે જોઇને ) એટલે કોઇ મુગ્ધા પ્રેમવશ થઇ હોય એવી રમત રમવી છે ?

**મનોરમાઃ** હાસ્તો. જે રમત ચાલતી હોય તેજ ચાલે ને.

**દેવાંગનાઃ** મ્હારે માથે આવાં આળ શીદ ચઢાવો છો ? તાલાવેલી તો તમારા તનમાં લાગી છે કે ફરી ફરીને એની એજ વાત કહાડો છો. હું તો બોલીએ નથી ને ચાલીએ નથી.

**મનોરમાઃ** હોઠ સુધી આવેલા અક્ષરો ના બોલાય.

**તિલોત્તમાઃ** બાલ સખી સાથે પણ હૈયુ ના ખોલાય.

**રાજ્યમાઃ** એકાન્તમાં પલભર અસત્ય શાન્તિ થાય.

**રૂપાળીઃ** દિને દિને કાન્તિ કૃશ થતી જાય.

**મનોરમાઃ** એજ પ્રેમનું પ્રથમ લક્ષણ. સમજયાં ?

**સર્વેઃ** ( હસીને ) હાહાહાહાહા !

**દેવાંગનાઃ** તમારે મન હસવું થાય છે, પણ મારા કાળજામાં તો કંઈ કંઈ થાય છે.

**તિલોત્તમાઃ** હવે સૌ ચાળાઓ જવા દે.

વિરહે દેહડી થઇ રહી રાખની,
તું તો મૌનજ રહે, બાંધી મુઠ્ઠી...

**સર્વેઃ** ................................લાખની.

**મનોરમાઃ**

પ્રિયતમ સંગમ આશ ધરંતી,
પ્રેમસૂચક કંઇ શબ્દ લવંતી, પ્રાતઃકાળે ઉઠે છે.
પ્રાણસમી સખીને સંતાપે, કદિ ખીજે કદિ રૂઠે છે.

**તિલોત્તમાઃ** ( દેવાંગનાનો હાથ ઝાલી પાસે લાવી. )

**આશાએ આનંદિત સ્વપ્નો,**
**ભાસ કરાવી સત્ય અસત્યનો, નિદ્રા ભંગ કરાવે છે:**
**લાવ સખી, હઉં લેખ લખી, મ્હી સખીને શોદ સતાવે છે.**

**રાજબા:**

આશાવરીનાં ગાયન ગાયે,
નૃત્ય પરિશ્રમથી જયમ થાયે,
લોથપોથ મુગલી, ત્યમ આયે, પ્રસ્વેદે વપુ છાયે છે.

**દેવાંગના:** હું તો કશુંએ સમજતી નથી: જેને અનુભવ હોય તે સમજે.

**મનોરમા:** લે ત્યારે સમજાવું.

અઘટિત ઉપચારે જયમ હારી, કલાન્ત બનો રજનીએ નારી;
રસિયે ચૂમ્યું જયમ અમૃત વારિ, તરવર હોઠો હાલે છે.

**તિલોત્તમા:**

સૂની શય્યા પતિવીણ દેખી, જીવન મરણસમું નીજ લેખી;
નિશ્વાસો નાખી દુઃખ પેખી, મંદ નયન મીંચાયે છે.

**દેવાંગના:**

સમજું ના હું ભોળી બાળી, સખી મળી સહુ અટકચાળી.
કંઇ લટકાળી, કંઇ નખરાળી, આ તો હદ થઈ જાયે છે.
ચાલો બાગમાં, રમ્ય ભાગમાં, રંગરાગ સુહાયે છે.

**રાજબા:** અલી સખીઓ! અહીં તો જુઓ. આ ભ્રમર કમળ પાછળ કેવો ઘેલો થઈ ગયો છે?

**તિલોત્તમા:** પ્રેમ ભોગ ભોગવવા સમયે કમળને ભ્રમર જેવા જોઇએ.

**મનોરમા:** પ્રેમ ભોગ આપવા સમયે દીપક ને પતંગ જેવા જોઇએ.

**દેવાંગના:** બેસ, બેસ, ડાહ્યલી. (સર્વેને) ચાલો બહેનો પ્હેલું જઇએ.

( સર્વે સખીઓ દેવાંગનાને વચ્ચે રાખીને, એક બીજાના ગળામાં હાથ નાંખીને, ભ્રમરની બાજુએ ગાતી ગાતી જાય છે. એજ દિશામાં જગતસિંહ હોય છે, તેથી તેઓને આવતાં જોઇ ગભરાય છે ને અહીંથી તહીં સંતાવાનો પ્રયત્ન કરે છે.

**સર્વે ગાય છે—** **ગાયન***

અલી પ્યાર, બલિહાર, અલી વારવાર, કમલપરે જાય;
વારે વારે કમલપ્રતિ જોયે, અંતે પૂરાઇ જીવન ખોયે—પ્યાર૦

* એક બંગાળી પ્રસિદ્ધ ગાયનની ઢબ.

કલિ કુડુ કુડુ થાય, કુટે ના—
અલિ "કલી કલી" ગાય, કલી લાજે મરી જાય—અલી૦
ભૂલી માન અપમાન, દીધું તનમન પ્રાણ;
"નિશદિન રહું પાસે."
"આશા છોડો" કલી બોલે, ત્હોય પ્રીતિરસ ઢોળે
હૃદય ત્રૂટતું ત્રાસે........અલી૦

( સંતાવાને ગભરાટભર્યો પ્રયત્ન કરતા જગતસિંહ ઉપર દેવાંગનાની નજર પડે છે. આડી દૃષ્ટિ કરવાને, કંઠે ભમર ડસ્યો, એ મીષે ગાયન ઉપાડી લે છે. )

દે૦: ગુંજારવ કર, નવ ઓ મધુકર, નવ પીઠ પકડ,
ન વસનમહીં સર;
અરરરરરરરર, સુખશાન્તિ હર, દંશ્યો દુઃખકર,
મુજ ગ્રીવ ઉપર—અલી૦

( સર્વે એકદમ ગભરાઇ જાય છે, પણ આજુબાજુએ નજર કરતાં ચતુર તિલોત્તમા ને મનોરમા જગતસિંહને જોઇ લે છે. )

દે૦: અલી સખી આવો, વૈદ્ય બુલાવો.

મનોરમા ( તિલોત્તમાને )
અલી નવ આવ્યો, ખેલ જમાવ્યો— અલી૦

દે૦: વધ્યું ઝેર, રગે રગ ઝેર, વેર નવ હ્યો તો ઘેર સિધાવો.

તિ૦: જૂઠી જૂઠી હવે ઘેર ચાલ,

દેવાંગના. ( સ્વગત )
હૃદય માંહ્ય પેઠું સાલ.

તિલોત્તમા ને મનોરમાઃ
કરી ધમાલ, થઈ કમાલ, વીતીયો કાલ, સખીરી ચાલ.

દેવાંગનાઃ ચાલીએ છીએ, થાક્યાં-પાક્યાં જઇએ છીએ—
અલી પ્યાર૦

( દેવાંગના તિલોત્તમા તથા મનોરમા શિવાયનાં બીજાં ચાલ્યાં જાય છે )

**તિલોત્તમા:** ( એકદમ ચમકતી ને પુરુષવેષ ફરી ધારણ કરી લેતી ) એ ખડખડાટ શાનો સંભળાય છે ?

( મનોરમા ને દેવાંગના પણ તરતજ પુરુષવેષ બદલી નાંખે છે. )

**મનોરમા:** ( તિ૦ સામે મંદ હસીને ) દેવરાજસિંહ મહારાજના ઉપવનમાં કોઈ ચોર પેઠો જણાય છે ?

**દેવાંગના:** ( થરકારા ભર્યા સ્વરે ) વાયુનો અવાજ છે. છો જે હોય તે. આપણે શું કામ છે ?

**તિલોત્તમા:** એમ તે કંઇ હોય કે ? અમે તપાસ કરીએ છીએ. ( કહી ચાલવા માંડે છે. )

**દેવાંગના:** ( જોરથી હાથ પકડીને ) શુ તપાસ કરવી છે ?

**તિલોત્તમા** ( હાથ છોડાવીને ) એટલે ? કોઈ પુરુષ જ કદાચ હોય તો તે આપણું ગુપ્ત રહસ્ય તો જાણી જાય ને ? ( ક્રોધનો આવેશ બતાવીને ) " ચાલ મનોરમા ! "

( તિલોત્તમા, મનોરમા સહિત આજુબાજુએ તપાસ કરવા બગિચાની ઝાડીમાં અદશ્ય થાય છે. દેવાંગના એકલી પડે છે. )

**દેવાંગના:** ( સ્વગત ) મનોરમા ને તિલોત્તમા મ્હારા કાળજાની કોર છે. તેમનાથી ગુપ્ત રાખવું કંઈ હોયજ નહિ. બન્નેય મ્હારા જીવની રક્ષક છે, પ્રાણની પોષક છે; પણ આત્મા પાસે તો એ બન્નેય પરાયાં. તે બિચારીઓ, એટલું જાણી ગઇ છે કે હૃદય પારકું થતું જાય છે. પણ આવું ? છેક આવું ? આવી અસંભવિત કલ્પના કોણ કરી શકે ? શું મનોરમા ને તિલોત્તમાને પણ છેતરવી ? ( કમકમાટી ખાય છે ) મ્હારો હૃદયક્ષોભ સ્વજનથી અજ્ઞાત રહી શકશે ? હાય હૃદય !

કાઢેલ રોષ થકી બાલ સમીપ ધાયે,
ઉન્મત્ત ભૃંગ જયમ પદ્મ વિષે મીચાયે;
"ના, જા" સુણે ન, કલી ચંપકની ચહે ના,
ફેંક્યુ પતંગ[1] ઘર બ્હાર, તહીં ઠરેના.

---

૧. પતંગીઉં

તે રીતે હૃદય ! ત્હનેય પણ—

શિક્ષા સુણાવી, સ્થળ દીધું લીધું ઉખાડી,
ચોંટયું જ કષ્ટ સહવા, તદપિ અનાડી;
વિમાન,[1] બંધન પ્રજાળથી મૃત્યુ માગે,
નાઠું જતું નગણું આત્મવિનાશ માર્ગે.

( જગતસિંહને લઇને મનોરમા તથા તિલોત્તમા આવે છે. )

**તિલોત્તમાઃ** મહારાજ ! આ તો વિષયસિંહનો સહચારી જગતસિંહ !

( દેવાંગના દાંત કચેડતી નીચું જ જોઇ રહે છે. )

**મનોરમાઃ** મહારાજ ! આપ કહેતા હતા કે એ તો વાયુ છે, પણ તિલોત્તસિંહનું કહેવું ખરૂં છે.

( દેવાંગના નીચું જ જોઇ રહે છે. )

**તિલોત્તમાઃ** મહારાજ ! આને સખ્ત શિક્ષા કરવી જોઇએ.

**દેવાંગનાઃ** (મહા પ્રયાસથી ક્રોધનો કૃત્રિમ આવેશ મુખપર લાવી) હું તેજ વિચારમાં પડી ગયો હતો. ( સક્રોધ) મનોરસિંહ ! ત્હમે મહા મૂર્ખ છો, ત્હમારામાં વય પ્રમાણે ડહાપણ નથીઃ હજી ત્હમારી છોકર-વાદી નથી જતી ( વધારે ક્રોધ ધારણ કરી) જગતસિંહ ! હું ત્હમને આવા નહોતો ધારતો. ત્હમે રાજકુમારના અનુચર થવાને યોગ્ય નથી. વિષયસિંહથી ત્હમને દૂર કરવા જોઇશે. રાજકુલની સુધર્મમાં આવવું, એમાં જીવનનો પ્રશ્ન છે.

( જગતસિંહ નીચું જ જોઇ રહે છે. દેવાંગના પણ તમ્મર આવ્યાં હોય તેમ હાથ વડે આંખો દાબી સ્તબ્ધ બની ઉભી રહે છે. મનોરમા તથા તિલોત્તમા બન્ને તરફ જોઇ નિશ્વાસ નાંખે છે. )

**મનોરમાઃ** હા દૈવ !

જેને નામે નત નયનથી ભૂમિ ભાળે કુમારી,
તે આ સામે દીન વદનથી, નીચું ન્યાળે વિચારી;
કયાં કેલી આ પ્રણયી તણી, કયાં, વિશ્વદષ્ટિ અકારી,
શે પૂરાયે સ્મર જગતના, અંતરાયો મુરારી.

૧. અપમાન.

**જગતસિંહ:** ( થોડીવારે ઉંચું જોઇને ) મહારાજ! આપના વચનમાં આપ જેટલા ક્રૂર છો, તેટલાજ હૃદયમાં દયાથી ભરપૂર છો. મારવો હોય તો મારો, તારવો હોય તો તારો. આ દુનિયામાં રંકનું બેલી કોઇ થતું નથી.

**દેવાંગના:** ( ન સાંભળ્યાનો કે ન ગણકાર્યાનો દેખાવ કરી મનોરમા સામે જોઇ ) મનોરસિંહ ! મ્હને એક રીતે ક્રોધ ચઢે છે અને બીજી રીતે હસવું આવે છે. આ અહીં આવ્યા કયાંથી ?

**તિલોત્તમા:** ( સ્વગત ) ક્રોધ ચઢે છે, તે જગતસિંહપર નહિ પણ હૃદયપર. હસવું આવે છે તે જગતસિંહની ધૃષ્ટતાપર નહિ, પણ પરમેશ્વરીની માયાપર.

**દેવાંગના:** ! ( મનોરમાને કૃત્રીમ ક્રોધાવેશમાં ) પેલા દરવાન ઉંઘે છે કે શું ? આ આવ્યા કયાંથી ?

( તિ. તથા મ. વગર કહે ચાલવા માંડે છે )

**દેવાંગના:** (સ્વગત) આ બેય દોડાદોડી કેમ કરે છે ? (થોડીવારે) હેં ? સમજી ગઈ હશે કે શું ?

**જગતસિંહ:** હું ગરીબ છુ, મ્હારે માતા નથી, પિતા નથી, કોઈ રીતનો કોઇ આશ્રય પણ નથી. સુજનસિંહજી મહારાજને કાને આ વાત જશે તો મ્હારા ભવિષ્યની સર્વ આશા ધૂળધાણી થઈ જશે. હું આપ પધાર્યા તે પહેલાં આવ્યો હતો, ને પછી જવાનો માર્ગ રહ્યો નહિ. મહારાજ ! મ્હને ક્ષમા કરો. રંકને રાયે ક્ષમા કરવી હોય.

**દેવાંગના:** ( હૃદય દુઃખાતું હોય તેમ ) ત્હમે મ્હારી સમક્ષ રંકરાયનો ભેદ કેમ પાડો છો ? રંક અને રાય, મનુષ્યમાત્ર સર્વે એકજ પિતાનાં બાળક છે. ગરીબી અવસ્થા એ ગુન્હો નથી, દારિદ્રય એ કોઇ પણ દેશમાં દોષ નથી પરતંત્રતા પરમેશ્વરની દૃષ્ટિયે પાપ નથી. જાઓ તમને ક્ષમા આપું છું ( સ્મીત વદને ) બાકી ત્હમે મ્હારા ચોર તો છોજ.

**જગતસિંહ:** " મહારાજ આપે મ્હને મુક્ત કર્યો, એ સંબંધે આપનો ઉપકાર માનું છુ. આપે તો ક્ષમા અર્પી ઔદાર્ય દર્શાવ્યું છે પરંતુ ઈશ્વર આ નિરપરાધિના અપરાધ માટે મહા શિક્ષા કરી ચુકયો

છે. આપની શારિરીક શિક્ષા કરતાં તેણે કરેલી શિક્ષાની વેદના વિશેષ તીવ્ર છે.

**દેવાંગના:** ( આશ્ચર્યથી ) "ત્હમને શિક્ષા ?"

**જગતસિંહ:** "આપ શું જાણો કે આ હૃદયમાં આપને માટે કેવો પૂજ્યભાવ હશે ? અને આજથી આપજ મ્હને ધિક્કારવૃત્તિથી... ..... ( નિશ્વાસ ઉરમાં દબાવતો ) હા પ્રભો !"

**દેવાંગના** ( સ્વગત ) આહ ! ઇશ્વર ત્હારે શરણે છું.

**જગતસિંહ:** "મહારાજ ! હું જતા પહેલાં આપની નિશ્ચીંતતા માટે આપને કહેતો જાઉં છું કે આજે જે કંઈ દશ્યમાન થયું છે તે સર્વ ગુપ્ત રાખીશ.

**દેવાંગના:** "શું આજની અમારી ક્રિડા જોતાં કંઇ ગુપ્ત વસ્તુસ્થિતી વિષે સંશય આવે એમ છે ?"

**જગતસિંહ** "હા, મહારાજ સત્ય બોલવાની આજ્ઞા આપતા હો તો......"

**દેવાંગના:** (મલકાતી) એ શું વળી ? ત્હમને શો સંશય આવ્યો ? નિર્ભયપણે કહો.

**જગતસિંહ:—** **મરાઠી ચાલની સાખી.**

વામ પાદ ગતિ હંસી સરખી, વસી કંઠે કોયલડી;
હાસ્ય કટાક્ષ સુકોમલ દીસે, અણીઆળી આંખલડી.
છો પ્રભુદ્વારે......કહી ઘો, છો નર કે નારી ?

**દેવાંગના:** હા, કવિરાજ ! ત્હમને સત્ય કહેવામાં કાંઇ હરકત નથી; હું રાજકુમારી છું. આજના આકસ્મિક પ્રસંગને ત્હમે શિક્ષારૂપ માન્યો પણ ત્હમારા સુંદર ચારિત્ર્યે તો ઘણા દિવસથી.........

**જગતસિંહ:** મ્હારૂં જીવ્યું ધન્ય છે, કે મ્હારા જેવા ક્ષુદ્ર મનુષ્યની આપ કદર કરો છો. એ તો આપનુંજ સૌજન્ય છે. આપની ગુણાનુરાગી દૃષ્ટિ ગુણનેજ જુએ છે; બાકી મ્હારા જેવા તો અનેક મનુષ્યો છે.

**દેવાંગના:** ( નિશ્ચયાત્મક અભિપ્રાય આપતી હોય તેમ અર્ધ મીચેલ નયને ) ના. ( શીર હલાવતી ) ત્હમે ચારિત્ર્યવાન છો, ગુણવાન છો, રસિક છો.

જગતસિંહ: ( આશ્ચર્યથી ) હું રસિક ?

દેવાંગના હા, ત્હમે કવિતા લખો છો તે મ્હારૂં અજાણ્યું નથી. ( સ્મિતથી ) કેમ કંઇ સ્મરણમાં આવે છે ?

જગતસિંહ: નાજી કશુંયે નહીં.

દેવાંગના: પ્રશ્નોના ઉત્તર આપવાની ત્હમારી વિદ્વત્તા પ્રશંસનીય છે, કેમ કંઇ ધ્યાનમાં આવ્યું ?

જગતસિંહ: ( સ્વગત ) રાજકુમારી, વિદ્યાલયમાં મ્હેં પ્રયત્ન કર્યો હતો તે વિષે સુચન કરતાં લાગે છે. શું તેમણે તે પ્રયત્નને મ્હારી ધૃષ્ટતા માની હશે ?

દેવાંગના: ( જગતસિંહને તે વિચારમાં પડી જતો અટકાવીને ) હશે, સ્મરણ ન થતું હોય તો ચિન્તા નહીં; કહો જોઇએ વારૂ, સૌન્દર્ય* જુએ તે ભાગ્યશાળી કે ન જુએ તે ?

જગતસિંહ: આપને શું લાગે છે ?

દેવાંગના: હું તો ધારૂં છું કે ન જુએ તે.

જગતસિંહ: નાજી, જુએ તે.

દેવાંગના:—ત્યારે એમ કહો કે જુએ તથાપિ મુગ્ધ ન થાય તે.

જગતસિંહ:—એમ પણ નહિ. સૌન્દર્યને જુએ, મુગ્ધ થાય અને તેની અંતે આત્મવિસર્જન સ્થિતી પ્રાપ્ત કરે તે.

દેવાંગના: ( હૃદયના કિલકિલાટથી ) આહા ! ખરૂં ખરૂં. તમારા જેવાનો સહવાસ કેવો સુખકર નિવડે ?

જગતસિંહ: આપના ચરણમાં રહેવામાં હું પણ આનંદ માનુ.

દેવાંગના: ( અધૈર્ય તથા નારાજીથી ) ના, ચરણમાં નહિ. સમાનતા હોય તોજ પરસ્પરના ગુણ દોષની ચર્ચા થઈ શકે, સહચર્ય વડેજ કાલક્ષેપ સ્વર્ગીય લાગે.

જગતસિંહ: આપના દોષ જોઈ શકવાની મ્હારામા શક્તિ નથી.

દેવાંગના: ( સ્વગત ) મ્હને, આપ તે શું કામ કહેતા હશે ? હું તો તેમને મનથી વરી ચૂકી છું. ( મલકતે મુખે ધીરે ધરે શીર હલાવીને ) તમારામાં શક્તિ તો છે; છે એમ પૂરવાર કરી આપું તો ?

* માત્ર શારિરીક નહી.

**જગતસિંહ:** એમ તો બને જ નહિ, કે મ્હેં આપનો દોષ કહાડયો હોય.

**દેવાંગના:** લ્યો જુઓ ત્યારે. (એક પત્ર કહાડીને વેગળેથી બતાવે છે.) આ હસ્તાક્ષર આપનાજ ને? આમાં મ્હારી કવિતાનો દોષ બતાવ્યો છે ને એક બીજીજ પાદપૂર્તિ આપે લખી છે.

**જગતસિંહ:** (સ્વગત) ઓહો! આતો તે દિવસવાળી પાદપૂર્તિ! મ્હેં કરેલી ટીકા, મ્હારી નવી પાદપૂર્તિ; પણ મ્હેં તો ફાડીને નાંખી દીધેલી; હશે.

(પ્રગટ) જી, આ અક્ષર તો મ્હારા જ! હું ક્ષમા માગું છું, મ્હારી કલ્પનામાંયે કયાંથી આવી શકે કે ફાડી નાખેલા કાગળના કકડાથીએ દોષને પાત્ર થવાનો સંભવ બને છે.

**દેવાંગના:** "જગત્માં ઘણાયે બનાવો કલ્પનામાં પણ ન આવી શકે એવા બને છે. જગત્માં અશકય કશું જ નથી. રત્ન ગમે તેવી મલિનતાવાળું હોય તથાપિ તેને સ્વીકારી લેવું એ રત્નપરીક્ષકને તો આશ્ચર્યરૂપ ન હોય."

**જગતસિંહ:** રત્ન સ્વીકારાય તે આશ્ચર્યરૂપ નથી, પણ મલિનતા તરફ દૃષ્ટિ જાય તે આશ્ચર્યરૂપ છે. મ્હારી કવિતાને આપ રત્નરૂપ ગણી સ્વીકારી લ્યો, એ મ્હને તો અસંભવિત જ લાગે.

**દેવાંગના:** (સ્વગત) શી રીતે સમજાવું, કે મ્હેં તો ત્હમારી કવિતાનેજ નહીં પણ ત્હમનેયે રત્નરૂપ સ્વીકારી લીધા છે? હૃદય કેટલું નિર્દોષ ને પવિત્ર છે?

(પ્રગટ) ત્યારે એમ કહો કે જેને ત્હમે 'રાય' કહો છો તેને રત્ન શોધી કહાડવાની કાર્યદક્ષતા સંબંધે અશક્ત સમજો છો. આ ઉપરથી 'રાય અને રંક' એ મિથ્યા ભાષણ છે એમ સમજી શકાય છે. જે એક ક્ષેત્રમાં રાય છે તે બીજા ક્ષેત્રમાં રંક છે; ને જે એક ક્ષેત્રમાં રંક છે તે બીજા ક્ષેત્રમાં રાય છે. રંક, હૃદયમાં તો પોતાને 'રાય' જેવોજ માને છે તથા અમુક વિષયોમાં તો રાયને પોતાના કરતાંયે દુઃખી તથા અસમર્થ જાણે છે. જો આવું ઇશ્વરી બળ હૃદય વિષે વસતું ન હોત તો પરમાત્માની જગરચના નિરાશાયુક્ત આત્મઘાતનાં અસંખ્ય

દૃષ્ટાંતોથી કલંકિત થાત. કહો, સત્ય છે કે નહિ ? અને જો હોય તો કહો, રંક અને રાયનો ભેદ ભૂલે નહિ તે અજ્ઞાની નહિ ?

**જગતસિંહઃ** હાજી, માન્ય કરૂં છું; પણ રાય તે ભેદ ભૂલે તો તે ત્હેની ઉત્તમતા ને રંક ભૂલે તો તે ત્હેની ઉચ્છૃંખલતા ?

**દેવાંગનાઃ** ઉત્તમતા કે ઉચ્છૃંખલતા, તે તો ત્રીજાની દૃષ્ટિએ ને ?

( જગતસિંહ મ્હાત થઇ હસે છે. )

**દેવાંગનાઃ** લ્યો ત્યારે, હવે મ્હને સમજાવો કે મ્હારી પાદપૂર્તિમાં શો દોષ છે ?

**જગતસિંહઃ** ( થોડીવારે ) દોષ તો માત્ર ચિત્રકારની દૃષ્ટિએ જ છે. ઓષ્ટક્ષતો દાબતી અંગુલી અધરના એક ભાગપર, ને ચકિતા મૃગાક્ષી અંગુલી મૂકે તે બીજા ભાગ પર રહે.

**દેવાંગના** (સમજી જઇ હસતી) તે કેવી રીતે ? કરી બતાવો જોઇએ ?

**જગતસિંહઃ** ( શરમાય છે ) આપની દિવ્યતા મ્હને એવો ચેષ્ટા પરિચય કરાવતાં અટકાવે છે. ગિરિવરવાસિનીની કૃપાની પરિસીમા અનુભવતાંયે ભૂમિપર વસનારને વિવેક–મર્યાદા તો હોયજ ને ?

**દેવાંગનાઃ** હા, એ તો ખરૂ એક રીતે, પણ ગિરિવરવાસિની આત્મસમર્પણના પ્રભાવે ગિરિવરના ગર્ભમાં ઉતરી જઈ કોઈ તીવ્ર ભાવની જવાળાને જોરે ગિરિવરગર્ભ તથા સપાટ ભૂમિના અંતરાયો ફોડી નાખી ભૂમિવાસિની સમક્ષ આવીને ઉભી રહે તો ?

**જગતસિંહઃ** ( સહાસ્ય ) તો તો પછી તે ભૂમિવાસિનીજ થઇને ?

**દેવાંગના** થયું ત્યારે બન્ને ચેષ્ટા કરી બતાવો.

**જગતસિંહઃ** ( બન્ને ચેષ્ટા કરી બતાવે છે. ) કેમ એમજ ને ?

**દેવાંગનાઃ** હા, એમજ; ત્યારે જરા ત્હમારી પાદપૂર્તિ ત્હમારા મુખેથી સંભળાવશો ?

**જગતસિંહઃ** મ્હારે મ્હોંએ સાંભળવાથી કંઈ વિશેષ છે શુ ? લ્યો સાંભળો. ( પાદપૂર્તિ વાંચે છે )

ધ્રુજંતિ પદ માંડ માંડ ભરતી, દીઠી ન દીઠી કરી;
ઠેશે નાદ નૃપુરનો અવગણ્યો, પાછું ન જોયુ ફરી.
સ્વામી મગ્ન દીઠો સપત્ની સ્મરણે, કો ચિત્રપાટી લઈ;
અંગુલી અધરે અડાડી ચકિતા, જો આ મૃગાક્ષી ઉભી.

**દેવાંગના:** રસિક કવિરાજ! ત્હમે તો આ કાવ્યશેષથી કોઇ એક નવોઢા રાજકુમારીના મંદ ભાગ્યનું દિગ્દર્શન કરાવી દીધું. વિષયી સેવકોની પાસે ઉછરેલા રાજકુમારોની પત્નીના ભાગ્યમાં ઘણીવાર 'પ્રથમ ગ્રાસે મક્ષીકા' હોય તો શું આશ્ચર્ય? મ્હને તો એવા રાજકુમાર કરતાં ત્હમારા જેવો રસિક વિશેષ પ્રિય લાગે.

**જગતસિંહ:** (ચમકીને) અહો રાજકુમારી? ગિરિવરથી ઉતર્યા તે ઉતર્યાજ?

**દેવાંગના:** (હ્રુદયથી હ્રુદયને હ્રુદયની ભાષામાં સમજાવી દેવા સમર્થ પ્રયત્ન કરતી હોય તેમ એકીટશે ભીની દૃષ્ટિએ જોઇ રહે છે.) હા! ઉતરી તે ઉતરી. હ્રુદયની શાન્તિ કાજે ઉતરી, જીવનની આશા માટે ઉતરી, મસ્તકગિરિપર આપને સ્થાપી કિંકરી બનું; અથવા તે અશક્ય હોય તો સંસાર ત્યજી પર્ણકુટિમાં જઈ વસું તો તેમાં અઘટિત શું?

**જગતસિંહ:** (એકદમ ચમકીને) અરે આ શું બોલો છો? સખીઓ સાથેની કેલીથી કુતુહલ જાગતાં શું પ્રદ્યુમ્ને પ્રેમપ્રભાવની પોથી પ્રારંભી?

(સ્વગત) આહા! કેવું દુર્દૈવ કે કાવ્ય, સંગીત તથા પ્રેમ ત્રણે પરમેશ્વરે ઉત્પન્ન કરેલાં બાલરત્ન માત્ર આવાજ હ્રુદયદૌર્બલ્યને લીધે સ્વર્ગમાંથી દેશવટો ભોગવતાં આ પૃથ્વીમાં આવી નિર્દોષ રાજકુમારીઓને સતાવે?

(પ્રગટ) ક્ષમા કરો, અત્યારે તો મ્હને જવા દો.

**દેવાંગના:** (વચમાં આવી રસ્તો રોકી ગદ્‌ગદીત કંઠે) વહાલા! હું તો તમને અંતઃકરણથી વરી ચૂકી છું. હવે મ્હને વિસારીને ક્યાં જશો? જાવા ના દઉં, નિષ્ઠુર ન થાઓ; હ્રુદય શું કહું, તરછોડી ન જાઓ; તારી લ્યો, ઉગારી લ્યો, દુઃખી દાસી સ્વીકારી લ્યો. (પગે પડે છે.)

**જગતસિંહ:** (દેવાંગનાને ઉઠાડતો) રાજકુમારી! આ શું? તમે તો સમજુ છો!

પ્રણય પલભરનો નવ દુસ્તાર*
સમયને વિસ્મૃતિનો આહાર.

---

* દુસ્તર.

**દેવાંગના:** આ પ્રણયમાં ક્ષણિકત્વનો દોષ ધરશો નહિ, અંતરયામિની અકલિત ગતિમાં અશક્ય ઉપદેશ કરશો નહિ; પુણ્યમય લગ્નગ્રંથિથી ત્હમારા જીવનની સહભાગિની કરો, જીવન સુખમય કરો, જીવનનું દાન કરો.

**જગતસિંહ:** રાજકુમારી ! વિચારો. આ તો આખા જીવનનો પ્રશ્નછે. આજે જે પ્રિય છે તે કાલ ન રહે. પ્રેમ એ મનુષ્યજીવનને માત્ર ક્ષણિક ઉભરો છે. હૃદયમાં પ્રેમ એ એકજ વિકાર નથી કે જે પરિપોષાયે નિરંતરની સુખપ્રાપ્તિ થાય.

નથી હું રમણી રાજકુમાર, જગત નિંદાનો નહિ રહે પાર;
પ્રણય પલભરનો નવ દુસ્તાર, સમયને વિસ્મૃતિનો આહાર.

**દેવાંગના:** વહાલા ! ઓછા ઓછા હૃદય ચીરતા અક્ષરો બોલશો નહિ. સ્વીકારના ઉપકાર સાથે, જગતની મિથ્યા વાણી તોલશો નહિ. પુરુષજીવનમાં પ્રણયને એક સ્થાન છે, સ્ત્રીજીવનમાં તો પ્રણય ઓતપ્રોત પટતંતુ સમાન છે. વહાલા ! ત્હમે રાજકુમાર નથી તો આ રુરુદિત હૃદય ત્હમને રાજજામાતા નિર્મે છે. તેમાયે દાન યા દૈન્યની દૃષ્ટિ થતી હોય તો, મ્હારા જીવનના આધાર, સત્ય ધારજો કે મ્હને સ્વામી સહે સંતોષે સંચરનાર એક ગરીબ નિર્દોષી નારનુ જીવન વ્યતીત કરવામાં દૃઢ–નિશ્ચયભર્યો આનંદ છે.

**જગતસિંહ:** મ્હને જવા દયો જવા દયો, રાજકુમારી ! યથાશક્તિ પ્રયત્ન કરી આટલી હૃદયદૌર્બલ્યની ઘડી વિતાવી લ્યો, ઇશ્વર તમને સાહ્ય કરે.

(જગતસિંહ ચાલવા માંડે છે, દેવાંગનાનું નિરાશાથી મુખ પડી જાય છે પરંતુ આકસ્મિક આકાશવાણીથી બન્ને ચમકે છે ને ટટસ્થ બની જાય છે.)

(આકાશવાણી થાય છે.)*

સજ્જન સંગે સતિ સંચરજે, સ્વીકાર સતિ સહભાગી;
સતિ ! તુજ પતિ એ, સુરવર દઇએ, દંપતિ લ્યો વર માગી:
વિતનું વિધિની..................સમ્મત પ્રીતિ જાગી

(જગતસિંહ અને દેવાંગના ચકિત બની જઇ ચારે બાજુએ જુએ છે.)

---

* મરાઠી ચાલની સાખી.

**જગતસિંહ:** અરે ! આ અંધકારમય રાત્રિગ્રસ્ત વિશ્વરૂપ મ્હારા શુષ્ક હૃદયને એક ઝળહળતા રવિરશ્મિના ઝળકાટરૂપ આ આદેશ કોનો ? આ આશીષ કોની ? આ ગંભીર વાણી કોની ? ગમે તેની હો. પરંતુ સ્વરમાં પવિત્રતા છે, દિવ્યતા છે, મહત્તા છે. મ્હારે તે આજ્ઞા શિરોધાર્ય છે. ( અલૌકિક આનંદથી છલકાઈ જતી દેવાંગનાનો હાથ ઝાલીને ઉંચે સ્વરે ) સતિ ! આજથી હું ત્હારો છું. ત્રણ લોક ઉલટે, કે સુખદુઃખની દશાઓ પલટે, દુઃખના ડુંગર તૂટી પડે, કે રૌરૌ નરકનાં દુઃખ ભોગવવાં પડે; તો પણ હું ત્હારોજ છું, એ આજથી સત્ય સમજજે.

**દેવાંગના:** ( હસતી હસતી આનંદના શિખરે પહોંચેલી હાથ તરછોડી નાખીને ) હવે કેવા પલટાયા ? પુરૂષોનાં કાળજાં તે ઇશ્વરે કેવા ઘડયાં હશે ? વિહવળ વનિતાનું વિમાન થતાં વૃક્ષોને તથા વન દેવતાઓને વાચા થાય છે પણ પુરૂષ પલળતો નથી કે એકનો બે થતો નથી. પલભરના પ્રણયમાં પડશો નહિ, અજાણી એકલી અબળાને અડશો નહિ.

**જગતસિંહ:** દેવી ! એમ તે હોય ?

**દેવાંગના:** મીઠડું મીઠડું બોલવામાં ચતુર છો, બાકી મ્હારા જેવીને નિભાવશો ક્યાં સુધી તે કહોને ખબર.

( મનોરમા તથા તિલોત્તમાનાં પગલાં સંભળાય છે. )

**દેવાંગના:** સખીઓ તો આવી પહોંચી. જવાની આજ્ઞા આપશો ?

**જગતસિંહ.** રસિલી ! ( પાછળ જાય છે ).

( દેવાંગનાનો હાથ પકડી એકીટશે પ્રેમાળ દ્રષ્ટિએ જોઇ રહે છે. )

**ગાયન રાગ મલ્હાર***

દે૦: કર પકડી શું કરી જાદુગરી, મુજ ભીંજી ચુંદરિયાં,
જ૦: મદઘેલી ઓ છકેલી, વેલી નવેલી, ન મારો નજરિયાં.
દે૦: પાલવ પરનર પલમાં પકડો, છેડો છબીલા છોડ છોડ,
જ૦: રસિલી હઠમાં હર્ષ શું માને, નયને નયનો જોડ–મુજ૦
દે૦: નિઠુર ઠગારા જાઓ }
જ૦: રસિલી ! હસી હસાવો } (૩)　　મુજ૦

( છેલ્લી લિપિઓ ગાતે ગાતે સામસામી દિશામાં પાછે પગલે હઠતાં હઠતાં અદશ્ય થાય છે ).

---

*મહમદહુસેનની “ ગરજત ગરજત આયે ” ની ઢબે.

## પ્રવેશ ૭ મો.

[ સ્થળ: પ્રધાનાધ્યપક મહાશયનો બંગલો. ]

---

**શશિકલા:** (સ્વગત) મુઇ રાંડ રતિકલા, એનીએ મ્હોટી પળાઃ જયાં જઇએ ત્યાં પાછળની પાછળ, રાંડનું કહાડવું જોઇએ જલદી કાસળ.

( પ્રેક્ષક સામે જોઇને ) રાંડ ધોકા જેવી, ના આવે તાવ કે તરિયો ને ડોળ તો એવો કે જાણે પોતેજ દુ:ખનો દરિયો. બાપની પાસે ઠીકલી થઇને લાડે, ને જ્યારે ને ત્યારે મ્હારી વાત કાઢે. પણ ઉંહ ! કોણ ગણે છે ત્હને ને ત્હારા બાપનેય, મુઇ નથી પરણતી કે જાય સાસરે; જન્મારાની લાગી માબાપને આશરે. પણ કંઈ કાચી છુ ?

( વિપર્યસિંહ આવે છે. )

**શશિકલા:** લ્યો, સંભારતાવેંતજ આવી પહોંચ્ય..

**વિપર્યાસિંહ:** કેમ મઝામાં ને ?

**શશિકલા:** જાઓ, જાઓ, આજથી નહિ હું ત્હમારી, પગે લાગી ત્હમને, મ્હારી તો થઇ ગઇ ખુવારી.

**વિપર્યસિંહ:** ( સ્વગત ) વળી મ્હારી કિયા દહાડાની? ( શશિ-કલાને) પણ છે......શું ?

**શશિકલા:** કપાળ મ્હારૂં ને ત્હમારૂં.

**વિપર્યસિંહ:** મ્હારૂં કપાળ તો પહેલું નીકર ત્હારા જેવું રતન મળે કયાથી ? ( " જો ને જો " કહીને શશિકલાનો હાથ ઝાલીને કપાળે ફેરવે છે. )

**શશિકલા:** ( હાથ તરછોડીને ) જાઓ, જાઓ મ્હને વધારે બોલાવશો નહિ. જાઓ સીધા રસ્તે રસ્તે, આવ્યા ફોસલાવવા હસતે, હસતે.

**વિપર્યસિંહ:** (પ્રેક્ષકને) આ બી 'ડર્ટી ડફર' થઈ ગઇ, (શશિ-કલાને) અરે મૃગલોચનિ ! અયે કમલલોચનિ ! ડાબું નયન મૃગ જેવું અને જમણું કમળ જેવું, સમજીકની ?

(શશિકલા મ્હોં ફેરવીને ખસી જાય છે. )

**વિષયસિંહ:** ( તેની સામે આવીને ) લેને બે નામ વધારે કહું. પછી છે કંઇ ? અરે મૃગલોચનિ ! કાળજકોચણી ! દુઃખમોચણિ ! શૂલઘોચણી......

( શશિકલા મ્હોં ફેરવી ખસી જાય છે. )

**વિષયસિંહ:** અરે ! આમ કેમ કરે છે ? મોચણ ઘોચણ નથી કહેતો.

( શશિકલા ખસી જાય છે. )

**વિષયસિંહ:** ( પાસે જઇને ઘણાજ મોટા અવાજે ) ઓ વિષય-સિંહમય જીવીતે ?

**શશિકલા:** ( ચ્હીડાઇને ) બૂમો શેની પાડો છો ? ત્હમારે કંઇ છે લાજ કે આબરૂ ?

**વિષયસિંહ:** તુંજ બૂન પડાવે છે ને ? કેમ શું છે ? કહેને જે કહેવું હોય તે ?

**શશિકલા:** શું કહું ? મ્હારૂ તો કાળજું કહેતે કહેતે ધડકે છે. આપણી વાત રતિકલા જાણી ગઇ.

**વિષયસિંહ:** કયી વાત ? તે દિવસે હું ને પ્રધાનાધ્યાપક મહાશય જમવા બેઠા હતા ને ત્હેં કહ્યું કે " મહારાજ શાક મૂકે ? " ત્યારે મ્હેં કહ્યું હતું કે " ઉ હું અ્ " તેજ ને ?

**શશિકલા:** ( ગુસ્સે થઇને ) અત્યારે હસવાનો વખત નથી.

**વિષયસિંહ:** ( કંટાળાથી ) પણ વાત કયી ? તે તો મ્હારે જાણવું કે તેયે નહિ ?

**શશિકલા:** વાત વળી બીજી કયી ? ત્હમારો ને મ્હારો સંબંધ છે તે. બીજું શું વળી ? મ્હારાજ ભોગ. હું નહોતી જાણતી કે આટ-આટલી હુંશિયારી રાખ્યા છતાંયે આપણી વાત ઉઘાડી પડી જશે.

**વિષયસિંહ:** હં–ત્યારે એમ બોલોને, કે " તમને મ્હેં ફસાવ્યા તે વાત " એ તો ઉઘાડું પડેજ. આજેજ જાણ્યું ? ( મોટે સ્વરે ) કલંક તો છઠ્ઠે દહાડે છાપરે ચઢીને બોલેહ્ ?

**શશિકલા:** ( ચ્હીડાઇને ) પહેલેથી બોલવું'તું કની ?

**વિષયસિંહઃ** મ્હને શી ખબર કે આ આપનો 'First trial' ( પ્રથમ પ્રયાસ ) હશે ?

**શશિકલાઃ** ( બે કાને હાથ દેતી ફરી જઇને ) આવા શબ્દો મ્હેંગ્બાની કરીને બોલશો નહિ. કલંક શબ્દ સાંભળીને મ્હને આખા શરીરે કંપારી છૂટે છે.

**વિષયસિંહઃ** છૂટે છૂટે.

**શશિકલાઃ** હું કોઈ દિવસ એવું કરૂ એવી નથી.

**વિષયસિંહઃ** (જોરથી) અંહંઅ.

**શશિકલાઃ** પછી ભણેલાં ને અભણમાં ફેર શો ?

**વિષયસિંહઃ** ખરૂં છે. ભણેલાંના મગજ ઉપર ચોપડીઓનાં થોથાંનો ભાર આવે કની? એટલે જેમ પનીઆરીથી માથાના બેડાના ભારને લીધે આડું અવળું જોવાય નહિ તેમ ભણેલાંથીએ જોવાય નહિ.

**શશિકલાઃ** ( રોવા જેવી થઈ જતી ) ખરેખર, હું ઉત્તમ પંક્તિમાં રહી નહિ.

**વિષયસિંહઃ** કાંઇ ગાંડી થઈ! ( ધીરે રહીને ડોકું હલાવીને ) એજ ઉત્તમ પંક્તિ. બીજાં બધાં ભલેને ફુલાઇ મરે કે ઉત્તમ પંક્તિનાં તો અમે, પણ સમજુ તો વિચાર કરેને કે " એમને અનુભવ શો ?"

**શશિકલાઃ** મ્હને તમારી કશીજ વાત ગમતી નથી. રતિકલાનો ઉપાય ના કરો ત્યાં સુધી; એ કહી દેશે એટલે મ્હારો મરો.

**વિષયસિંહઃ** ઓહો! એમાં તે શું મોટી વાત. રતિકલા કહી દેશે? કહી દેશે માટે માની લેશે! ઘેલી! નજરે જોયા વિના ન માનવાનો તો આ જમાનો છે.

**શશિકલાઃ** ત્હમેય ચ્હીડ ચડે એવું બોલો છો ને? આ ત્હમને કહ્યું, રતિકલાનો ઉપાય કરો.

**વિષયસિંહઃ** બોલ, શો ઉપાય કરવો છે? તું કહે તે કરવાને તૈયાર છું.

**શશિકલાઃ** ( ખુશી થતી ) ત્યારે હવે સાંભળો. ત્હમે એને સારી જાણો છો ને?

**વિષયસિંહઃ** કોણે કહ્યું વળી ?

**શશિકલાઃ** એનોયે એક હીણકમાઉ ને મીજાજખાઉ ડાકટર છે. એમનો સુધારક મિત્ર થાય છે.

**વિષયસિંહઃ** ( પ્રેક્ષકને ) એયે ખરો. ઘણાખરા તો આવી અનુકૂળતાઓ માટેજ સુધારક બની આવસોઇ કુટવા મંડી પડે છે.

**શશિકલાઃ** આજ ત્રણ વર્ષે એ વિલાયતથી આવ્યો છે. તેના આવ્યા પછી રતિકલા કાલે પહેલવહેલી મળવા જવાની છે.

**વિષયસિંહઃ** ( પ્રેક્ષકને ) કહો, મા દીકરી એકબીજાની કેવી કાળજી રાખે છે ! ( થોડીવાર વિચાર કરીને ) બસ, બસ, બસ. એ ઠીક છે. એ ત્યાં જાય કે હું પ્રધાનાધ્યાપક મહાશયને "મ્હારી તબિયત સીક છે, ચાલોને ડાકટર સાહેબને ત્યાં" કહીને લઇ જઉં. પછી કંઇ ?

**શશિકલાઃ** ( ખુશી થતી ) હા, એ ઠીક છે; પણ જોડે હુંયે આવું એમ કરજો. ( હસતે હસતે ) હું જરા ગુસ્સામાં હતી, તેનું ખોટું ના લગાડશો, ને આપણો સ્વાર્થ ના બગાડશો.

**વિષયસિંહઃ** એમાં મોટો સ્વાર્થ શાનો આવી ગયો છે ? આજથી જરા ડોસાને અડાવતી રહેજેને !

**શશિકલાઃ** ( હસતી હસતી ) તમેય ખરા છો તો ! લ્યો જઉં છું. ( પ્રેક્ષકને ) શું શીખવાડતા હશે ? કંઇ કાચી છું ?

**વિષયસિંહઃ** ( પ્રેક્ષકને ) ડોસાનાયે ભોગ. આપણે તો માત્ર નિમીત્ત છીએ. હરિ હરિ.

( જમાલ આવે છે. )

**જમાલઃ** ( આનંદભેર ) જનાબ, આપકી બાત સચ્ચી. (કાનમાં વાત કરે છે. ) દેવાંગનાકી સાથ આપકી શાદીકી બાત. જનાબ ! જો હો જાય તો તો જીંદગીકા એક મોકા હો જાય.

**વિષયસિંહઃ** પણ એ સિંહના પંજામાં હાથ ઘાલવા જેવું છે હાં ! ત્યાં ફાવવાને સદ્ગુણ ને ડહાપણનો તદ્દન નવોજ વેષ ભજવવો પડે. ત્યાં લાયકાત વિનાના બનીયે તો તો અર્ધચંદ્ર જ અનુભવવો પડે. એમાં ત્હારી સલાહ ચાલે નહિ; ને જગતસિંહ આપે નહિ; પણ વાત-

ચીત તો તેના પિતા ગંભીરસિંહ મહારાજ સાથેજ કરવી. હશે, એ કેસ હાલ મુલતવી રાખવામાં આવે છે. જો પાસે આવ. ( કાનમાં ) આમ આમ.

**જમાલ:** કબૂલ.

**વિષયસિંહ** કબૂલ નહિ. એમાં તે મ્હારૂં શું કામ છે? પણ એમ છે કે કાલે રતિકલા એક ડૅા. રૅાયને ત્યાં જવાની છે. મ્હારે એ યુક્તિ કરવાની છે કે ત્યાં એવી ચોકી રાખ કે હું અને પ્રધાનાધ્યાપક મહાશય આવીએ ત્યાં સુધી બન્નેમાંથી કોઇયે ખસવા ન પામે.

**જમાલ:** કાયકુ જવાની છે?

**વિષયસિંહ:** ( ગુસ્સે થઇને ) એકવાર કહ્યું કે જવાની છે, એટલે જવાની છે.

**જમાલ:** હાજી, હાજી. જવાની હય તો જવાની છે.

**વિષયસિંહ** ( હસતે હસતે ) હા, હા; એમજ. લે આ રતિકલાનું વીઝીટ કાર્ડ કંઈ કામમાં લાગે તો.

**જમાલ:** અચ્છા જનાબ. (થોડીવારે) પન આપકા વહાં કામ પડેગા.

**વિષયસિંહ** ( હોંસભેર ઉંચે સ્વરે ) આ......વી......શું.

**જમાલ:** બ્હોત અચ્છા, બ્હોત અચ્છા. ઓ...ર...,મેરા સીંગાર આપકું પહેનના પરેગા.

**વિષયસિંહ:** ( સ્વ. ) માર્યા. ( જ૦ને ) કેમ?

**જમાલ:** અબી નહીં બોલ સકતા. મયને કામ નહીં કીયા તો ફીર જૂતેંસે મારો. કામ કર દઉંગા, મેરી જાનકી કસમ.

**વિષયસિંહ:** ( પ્રેક્ષકને ) કહો આમ બાબત છે. એનાં કપડાં મ્હારે પહેરવાનાં. ( થોડીવારે ) ચાલો, એ પણ એક જીંદગીનો અનુભવ છે. ( જતે જતે ) પહેરવેશ તો એક સમે એનો પહેરીશું પણ ( આંખ બતાવીને ) આ એના જેની કયાંથી લાવવી?

---

## પ્રવેશ ૮ મો.

[ સ્થળ: ડૉ૦ રૅાયનું દવાખાનુ ને મકાન. ]

---

ડૅાક્ટર:—　　　　કોરસ.*

મરકીના માનીતા, ના જાણીતા, ત્હોયે અભિમાની;
કોગળીયાના કાળ અમે કહી, બન્યા ડૅાક્ટરો તોફાની.
સ્પ્રીંગ ઢોલીયા, ઘરમાં રાખે, ગવરમેન્ટના ફોગટીયા;
પોર્ટફોલીયા કરમાં રાખે ખાલી, બનો બહુ ચોવટીયા.
સ્થેથોસ્કોપ ધરે કાને, ઇશ્વરના પીતરાઈ જાણું;
સગાંસ્નેહીની ફીયો સંઘરી, કરે મોજ ને મીજબાની—મરકી૦
રોગ વધારે ધન સારૂ, રેબીલીટી કહી દે દારૂ;
એક પાઈની પીલ દઈને, બીલ બનાવે ચાર આની—મરકી૦

આ સુધારાના સમયમાં સબ કોઇ સીકલી સીકલ. જયાં નજર કરો ત્યાં હાડપીંજર શરીર ને સીકલી સીકલ. સીટીઝન્સમાં સમશેર બહાદૂરો જુઓ કે સુધારાની સાવરણીવડે દેશનુ ઝાડું ફ્હાડનાર ઝંડેબાજો જુઓ, જયાં જુઓ ત્યાં સીકલી સીકલ અને ફૂટલી અક્કલ. આ અક્કડબાજે અક્કલનો ને આરોગ્યનો ઇજારો રાખ્યો છે. લંડન જઇ મેડીકલ ડીગ્રીઓ તો બડી બડી બાતો કરી અને ડીનરોમાં ભળીને લઇ આવ્યા! હવે જખ મારે છે.

( જમાલ આવે છે. સલામ કરતો કરતો નીચો પડીને )

**જમાલ:** આપ કોન ડૅાક્ટરસાબ હો જી ?

**ડૅાક્ટર:** ઓહ યસ. મેં એક કાબેલ ડૅાક્ટર હું.

**જમાલ:** બ્હોત અચ્છા, બ્હોત અચ્છા. આપ એક્કા બેલ ડૅાક્ટર હો, બ્હોત અચ્છા.

**ડૅાક્ટર:** હાલ તરત વિલાયતથીજ ચાલ્યો આવ્યો છું. દુનિયામાં એવો એક પણ રોગ નથી કે જે હું ન મટાડી શકું.

---

* મહાશ્વેતા કાદંબરીના "કોઈ માન ભુખ્યા કોઈ જ્ઞાન ભુખ્યા..." એ ઢબે.

**જમાલ:** (નવાઇથી મ્હોં નિહાળ્યા કરતો) જબ આપ ડૉ૦ રૉય તો નહિ? બસ, આપ બોલે વૈસા તો એક ખાલી ડૉ. રૉય હય. લેકીન મેરેકુ બહુત શક હય; ક્યું કે એ વિલાયત પઢે હુએ ડૉક્ટર તો મુએ મુડદેકું જીલાતા હય; ઔર આપ તો ફક્ત સબ રોગ મીટા સકતે હો.

**ડૉક્ટર:** ( ખુશી થતા સ્વગત ) ખ્યાતિ તો ખૂબ પહોંચી ગઇ લાગે છે. મ્હારી હુશિયારી કંઈ કમ છે? વિલાયતના એડીટરો ( છાપાના તંત્રીઓ ) સાથે બાટલા ફોડયા ને પૈસાનું પાણી કર્યું તેનો ફાયદો એમ; હવે દાઢિયાં સારૂ દાઢીમાં હાથ ઘાલવો નહિ પડે. ( જમાલને ) આદમી મરતા હય એહી એક રોગ હય. મેય બોલાના સબ રોગ મીટાતા હું! યે બૉર્ડપર નામ પઢો.

**જમાલ:** વાહવાહ, વાહવાહ. જબ તો હમારા કામ ઝરૂર હોગા.

**ડૉક્ટર:** કેમ શું રોગ છે? રોજીંદા દવાની ફી ચાર આના છે. ઘેર બોલાવો તો પાંચ રૂપિયા.

**જમાલ:** ઔર સમજો કે દુકાનપર બુલાયે તો?

**ડૉક્ટર:** ( ચ્હીડાઇને ) જહન્નમમાં બોલાવો તોયે એજ ફી.

**જમાલ:** અચ્છા અચ્છા, સમજ ગયા. આપ જહન્નમમેં ગયે, તો ભી વોહી ફી.

**ડૉક્ટર:** એજ, એક પાઇ પણ ઓછી નહિ. જે હોય તે રોગની હકીકત કહેવા માંડો. મ્હારો ટાઇમ ગુમાવો નહિ.

**જમાલ** ( આજુબાજુ જોઇ ) યહાં કોઇ દર્દીયોંકી ગીર્દી તો કુછ દીખાતી નહીં હય?

**ડૉક્ટર:** મ્હારી ઘણી ખરી પેદાશ વીઝીટફીનીજ છે.

**જમાલ:** ( પ્રેક્ષકને ) જબ તો એક્કાબેલ ડૉક્ટર ખરા. ( ડૉ૦ને ) અચ્છા જનાબ. રોગ તો બસ એક હય. દેખો, યહ આંખ, જરા અચ્છી બના દો. આપકી જયસી; બીબીકી સામને દેખનેમેં જરા હરકત આતી હય.

**ડૉક્ટર:** ( જમાલને ) ફૂલ! ( મૂર્ખા ) કંઈ અક્કલ છે કે નહિ?

**ડૉક્ટર:** ખુદા આપકા ભલા કરો. મેં બરાબર ફૂલ જૈસા હું? લેકીન મેરી સેટાની મેરેંસે બી જયાદા ખૂબસુરતીકા ફૂલ હય. યહ રહા હમારી પાસ કાર્ડ!

ડૉક્ટર: (સ્વગત) એટલે? મારો બેટો મ્હને બનાવી ગયો આ તો મીસ રતિકલાનો નોકર તો નહીં હોય? મ્હારી પરીક્ષા કરવા મોકલ્યો છે કે શું, કે ભાઇ સાહેબનો વિલાયતથી આવ્યા પછી કેવો મીજાજ છે? (કાર્ડ વાંચીને પ્રગટ) ઓહ માઇ ડીયર રતિકલા! વહાલી રતિકલા. (જમાલને) તમે તેના નોકર છો?

જમાલ: હાંજી. ઉનકા ઔર આપકા.

ડૉક્ટર: (ખુશી થઇને) ઠીક, તમને કેમ મોકલ્યા છે? કંઇ કાગળ આપ્યો છે?

જમાલ: જનાબ! એક બાત સુનીયે. ગુસ્સા મત કરના. યહાંસે જીતને આદમી વિલાયતકું જાતે હય ઇતને કોઇ, ઔર કોઇ સબબસે આયે બાદ અપને દેશ, અપની ઓરત, અપને દોસ્ત, અપને માઇ બાપ સબકું છોડ દેતે હય યા તો ધિક્કારસે દેખતે હય. યહ સબબસે હમારી સેઠાની બાઇ રતિકલા બ્હોત રંજ ખાકે દુખલી હો ગઇ હય; ઔર બડી ગભરા રહી હય કે જીસકે લીયે મેં મર રહી હું ઓ મેરે સામને ભી દેખેગા કે નહિ?

ડૉક્ટર: (વિચારમાં પડી જઇને) ખરેખર, દીલગીરીની વાત. ત્યારે શું કરવું?

જમાલ: (થોડી વારે વિચાર કરીને) વૈસા કરો જીનાબ. રતિકલા અભી આનેકી હય. આનેકી હુઈ ઓ બખત આપ યહ ખમ્ભાકી પાસ એક મઝબૂત દોર લે કે નાસીપાસ હોકે રોતે હોવે જયસે ખડે રહો, ઓ આયગી તબ મેં બોલુંગા કે કયા તેરા નસીબ! જો મેં ન આયા થા; તો ઓ ઝરૂર તીન દિનભર તુ નહીં આયી, તો તુંને અભી ઉનકું છોડ દીયા. વૈસા સમઝકર જાન દેતા થા.

ડૉક્ટર: (સ્વગત) વાહ! આ નવો કિસ્સો છે. ખીસ્સાના રૂમાલમાં કાંદો રાખી, તે ચુપકીથી સુંઘી લઇને વાત કરતાં આંખોમાં પાણી લાવી ભોળવવાનો અખતરો તો હવે જૂનો થઇ ગયો છે.

જમાલ: હં. કૈસા દોર લાઓગે? કૈસા આપ ખડા રહોગે?

(ડૉક્ટર એક મજબૂત દોર લાવી જમાલને આપે છે. અને રોતે રોતે એક આંશકની પ્રચલિત રૂદન ગજલ ગાતો, બન્ને હાથ

થાંભલા સરસા રાખી ઉભો રહે છે. એટલે જમાલ એકદમ તેને બાંધી લે છે. ડૉકટર બૂમો પાડે છે ને છૂટવાને તરફડીયાં મારે છે.)

**ડૉકટર** અરે નોકર ! છોડ મ્હને ઓ (ધીમે ધીમે) "રતિકલા" ના નોકર ! (બૂમો પાડતો સ્વગત) એ હરામીનું નામ પણ ના પૂછી લીધું કે પોલીસમાં ફરિયાદ અપાય.

**જમાલ:** (પ્રેક્ષકને) કેસ બનાયા હોતા તો ભી નામ જાનતા. (ડૉ૦ને) "અબે ચૂપ કેર"

(જમાલ પાસે જઇને વિલાયતી ડૂચો મ્હોંમાં મારે છે અને પોતે કબાટમાંથી ડૉકટરનાં કપડાં કહાડી મેડીકલ ગાઉન (વૈદકીય જભ્ભો) પહેરીને અપ ટુ ડેટ થઇને ડૉકટરની ખુરશી પર બેસી ટાંટીયા હલાવતો, બૂમ પાડે છે.)

**જમાલ:** બૉય ! બૉય ! બૉય !

(જમાલનાં કપડાં પહેરેલો વિષયસિંહ બહાર આવીને ઉભો રહે છે.)

**વિષયસિંહ:** બૉય કોને કહે છ? મ્હને?

**જમાલ** (પગે પડતો સલામો ભરતો) જનાબ ! આપકુ નહીં, મગર શશિકલા કો..............

**વિષયસિંહ:** (ગુસ્સાથી) ચુપ.

**જમાલ:** સરકાર ! એક આધા ઘંટા બૉય બન જાઇયે; નહિતર રતિકલા સમજ જાયેગી તો બાજી બીગડ જાયગી. નહીં તો મૈંય તો યે ચલા.

**વિષયસિંહ:** (માથું ખંજવાળતો પ્રેક્ષકને) આ પણ ખરો બૉયનો બાપ. (ધીરે સાદે) ચાલો આયે ફારસ થવા વો. કોઇ જાણતું તો નથીને? જેવો પેલો શોખ સમજવો તેવો આયે એક શોખ સમજવો. (નિશ્ચય કરી જમાલને) જી સાબ !

**જમાલ:** સમજતા, નહીં, કયા મંગાતા હું, જાઓ નોકરીસેં નીકલ જાઓ. તુમ તદ્દન નાલાયક હો.

**વિષયસિંહ:** (પ્રેક્ષકને) બૉયની નોકરીને માટે તો નાલાયક છીએજ.

જમાલ: (પાસે આવીને ગળગળા અવાજે) જનાબ! વૈસા ક્યું કરતે હોજી? તકલીફ ઉઠાઈયેજી, જબ રતિકલા આવે તબ એ કબાટ-મેંસે બાટલી લાનેકી.

વિષયસિંહ: (પ્રેક્ષકને) ઠીક. આ તો રિયર્સલ ચાલે છે. સમજ્યા.

(કબાટ ઉઘાડી બાટલી ક્યાં છે ક્યાં નહિ, શું છે શું નહિ, તે જોઇ લે છે; ને તેજ વખતે બાટલી ટેબલ ઉપર લાવી મૂકે છે.)

જમાલ: શાબાશ, શાબાશ, આજસેં તુમારા તનખા દર મહા દશ રૂપિયા બઢા દીયા હય. (થોડીવારે) ઑાય! કુછ સમજતા નહી! પ્યાલી ભરકે રખના ચાહીયે. જાઓ આજસેં તુમારા તનખા બીસ રૂપિયા કટા દીયા હય. (ખુરશીએથી ઉઠીને વિષયસિંહને પગે લાગતો) જનાબ! મય કૌન લેને દેનેવાલા? મંય તો ગરીબ આપકા તાબેદાર હું. બૂરા મત લીજીયે જનાબ! નહીં તો મૈંય મરજાઉંગા. જનાબ! જાને દો યહ સબ બાત. ચલો અપને બંગલે પર. (ચાલવા માંડે છે.)

વિષયસિંહ: (રહીડાઇને) રહેવા દે ત્હારી માફી; નથી જોઇતી મ્હારે. જા ખુરશીપર ચોટ ને જે વખતે જે કરવાનું હોય તે સાથે સાથે કહી નાંખ.

જમાલ: અચ્છા જનાબ! દેખો રતિકલા આતી હય. જરા સમાલકે કામ કરના.

(રતિકલા આવે છે. જમાલને ડૉક્ટર જાણી તેની સાથે શેકહેન્ડ (હસ્તધૂનન) કરે છે.

રતિકલા: "Well my dear Doctor how are you?" (ડૉક્ટર સાહેબ કેમ છો?)

જમાલ: (પ્રેક્ષકને) માયના કૌન સમજતા હય મેરા બાવા?

રતિકલા: "I trust you retain the same love for me" (મ્હને વિશ્વાસ છે કે આપ મ્હારો આગળનો પ્રેમ વિસરી ગયા નહિ હો.)

જમાલ: (ગભરાતો સ્વગત બૂમ પાડી ઉઠીને) યે અંગ્રેઝકી લડકી કબસેં હો ગઇ?

રતિકલા: માય ડીયર! "You chill me up by your silence" (મ્હારા વ્હાલા, તમે બોલતા નથી તેથી હું ગભરાઇ જાઉં છું.)

જમાલ: માય ડીયર સુનો–સાંભળ. જબ હું–જયારે હું લંડનથી અભ્યાસ કરી મુંબઈમાં રહ્યા થા, ત્યારે ત્યાં સ્વદેશી મુવમેન્ટનો બડા ઝંડો ફરતો હતો. હરેકે કંઈ ને કંઈ તો છોડયા. વિલાયતી કપડાં, વિલાયતી સીગારેટ, વિલાયતી બૂટ જીસકું જેમ ઠીક લગ્યા તેમ છોડયું. મ્હેં ફિર છોડી અંગ્રેજી જીબાન કે નહીં નફા ઔર નહીં નુકશાન. ઔર એ...એ...એ ઉર્દુ જીબાન લે લીધા. બહોત મહાવરાસે ગુજરાતી બી ભૂલ ગયો.

રતિકલા· હિન્દી કે ઉર્દુ ?

જમાલ: હાં, હાં, હિન્દી ! હિન્દી !

રતિકલાઃ હાં, ત્યારે તો ઠીક. મ્હારી સાથેનો સ્નેહ તો નથી મૂકી આવ્યાને ?

જમાલ: ( જોરથી ડોકું ધૂણાવીને ) અંહં અં.

રતિકલાઃ ડીયર ! આપના મુખારવિંદમાં પણ કંઇ ભયંકર ફેરફાર થઈ ગયો છે. આપની મુલાકાત પહેલાં માત્ર બે ત્રણ પ્રસંગો-પર થએલી છતાં માત્ર હૃદય જ આપને ઓળખી શકે છે.

જમાલ: ( પ્રેક્ષકને ) હૃદય કયા પીછાનતા હય ? કપડે ઔર મકાન પીછાનતી હય ( રતિકલાને ) અને આપકા અવાજમાં પણ તેથીયે ભયંકર ફરક પડયા હે. અવલ, આવો ઝીણો અવાઝ ન થા.

રતિકલા: ( હાથમાં હાથ મિલાવી ) ગુણીયલ ચતુર ! તમે ભલી એ વાત સમજી ગયા ? તમારાથી મ્હારૂં શું ખાનગી હોઇ શકે ? તમને યાદ છે ને કે તમે વિલાયત જવા ઉપડયા ત્યારે હું ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં ભણતી હતી !

જમાલ: હાં અચ્છી તરેહથી.

રતિકલાઃ ત્યાં લેડી સુપરિન્ટેન્ડન્ટ સાહેબ મીસ કોકેટે અમને છેલ્લા વરસમાં તીણા સ્વરે બોલવાની બહુ જ સારી પ્રેકટીસ કરાવી હતી અને કહેતાં હતાં કે પરણવાના દિવસ સુધી પોતાના વહાલા સાથે આવા સ્વરમાં જ બોલવું. નોકરો ભાઇબ્હેન વિગેરેને ધમકાવવા વખતે, માતાપિતા સાથે કલેશ કરતી વખતે, અવાજ ઘરડાઇ જાય તેનો વાંધો નહિ, પણ પ્રાણપ્રિય સાથે વાત કરતાં તો ઝીણામાં ઝીણો કૃત્રિમ સ્વર રાખવો.

જમાલ: ( હ્હેરથી ) સચ્ચું, સચ્ચું. જેસા તમારો સ્વર કૃત્રિમ હૈ તેવો મ્હારો ચહેરોબી જૂઠા છે.

રતિકલા: ( આશ્ચર્ય પામતી ) કૃત્રિમ ચહેરો એટલે શું ?

જમાલ: નયા સાયન્સની એ તો બલિહારી હૈ; 'Face transference' ( મુખવિવર્તન ).

રતિકલા: ( ચકિત બની ) એટલે આ ત્હમારો ચહેરો તે બીજા કોઇનો ? ને બીજા કોઇનો ચહેરો અત્યારે ત્હમારા જેવો હશે એમ ?

જમાલ: બસ યુંજ. તમે જેવું સમજી ગયાં તેવું બીજું કોઈ ન સમજે. તમે 'Thought transference' ( વિચાર વિવર્તન ) સુન્યા હૈ ?

રતિકલા: હા, સારી પેઠે. એક માણસ બીજાના પર હીપ્નોટીઝમનો પ્રયોગ કરે અને પછી પોતે સાકર ખાઇને કોયલાનો સ્વાદ મનમાં લાવે તો પેલો જાણે કે હું કોયલા ચાવું છું.

જમાલ: બસ એજ. જબ તમને 'ફેસ ટ્રાન્સફરન્સ' માં નયા કયા લાગેછે ?

રતિકલા: ( પોતે મૂર્ખ ના ઠરે માટે ) ના......ના, નવાઈ શેની એમાં ? એ તો હું જાણું છું.

જમાલ: ફીર ગલ્લાં તલ્લાં કયું વીણુતે હો ? ઠીક, તુમ 'લાઇફ ટ્રાન્સફરન્સ' ( પ્રાણવિવર્તન ) જાણુતે છો ?

રતિકલા: શા સારૂ નહિ ? એક બકરાને મારીને તેનો જીવ માણસમાં મૂકી તેને દશ પંદર મિનીટ જીવતું રાખી શકાય છે.

જમાલ: હં, ફીર ગલ્લાં તલ્લાં કયું બીણુતે છો ? આ તો ફેસ ટ્રાન્સફરન્સ ( મુખ વિવર્તન ) આ તો ખ્હોત સહેલું !

રતિકલા: હાસ્તો, પણ કંઇક સૈકા પછાત રહેલા હિંદુસ્તાનમાં એ સાયન્સ (શાસ્ત્ર) નથી તેથી નવાઇ. બાકી તો શું ? ના ખરેખર, હું એ જાણું છું. મ્હેં સાંભળ્યું છે ને એનાં ચોપાનિયાં પણ વાંચ્યાં છે. એમ તો એકંદરે મને વાંચવાની ટેવ ઘણીજ. શેક્સપિયર, ગોલ્ડસ્મિથ, સ્કોટ વિગેરે લેખકોનાં બધાં નાટકો ને નૉવેલો (નવલકથાઓ) મ્હેં વાંચેલાં છે.

જમાલઃ પણ સ્કૉટનું ઇમિલ્શન નહિ વાંચ્યું હોય.

રતિકલા બધાં, બધાં કહું છું ને ? એકે બાકી નહિ.

જમાલઃ હું ગયાથા વિલાયત શા સારૂ ? આનાજ લીયે.

રતિકલાઃ ખરેખર, હવે મ્હને સમજાયું. મુંબઇમાં બેસી ગયેલાં ડાચાંવાળી, મ્હોં ઉપર પુષ્કળ કરચલિયોવાળી એંશી વરસની બુઢ્ઢી મડમોની ચૈડ મૈડ એડી, ઉત્તમ એન્ગ્રેવીંગની ( નકસીની ) બૅગ અને ફર્સ્ટ ક્લાસ ગાઉનના શોખ જતા નથી, તેનું કારણ આ.

જમાલઃ બ્હોંતેર વર્ષની બુઢ્ઢી યૂરોપમાં અઠ્ઠાવીશ વર્ષના યુવાનને પરણે છે, તે આજ સાયન્સ ( શાસ્ત્ર ) ને લઇને. ( રતિકલાનો હાથ પકડી ) જરા ઇધર આવો, ઔર ગમ્મત બતાવું. ( ડૉક્ટર પાસે લઇ જઇને ) જોઇ લ્યો. છે બરાબર ચહેરો ? આજથી પાચ બરસપર ચેરા જેયાથા તેવા ?

રતિકલાઃ ( આશ્ચર્યથી ) ખરેખર આબેહુબ.

( ડૉકટર છૂટવાને અને બોલવાને તરફડીઆં મારે છે. )

રતિકલાઃ આ આમ કેમ કરે છે.

જમાલઃ દર્દી દીવાનો છે.

રતિકલાઃ હાં. તેથીસ્તો. બાકી "ઉં ઉં" કરીને ચીસો શાની પાડે ?

જમાલઃ આજથી તીન દિવસપર કોઈ બે મુસલમાનો ખરેખર એકસરખાજ મ્હોંના આયા થા. બન્ને ભાઇઓ થા. એકકા નામ જમાલ એવા કુછ હતા. ઓ આ દીવાનાને મૂકી ગયો. મ્હારો અને દર્દીનો ચહેરો બદલનેકા પ્રયોગ કીયા તબ તો તમેજ આ પહોંચ્યાં.

રતિકલાઃ ( ચમકતી ) શુ એનુ નામ જમાલ હતું ? ( જમાલનો ચહેરો નિહાળી નિહાળીને જોતી ) ઓહ ! હું એ જમાલને ઓળખુંછું. અત્યારનો તમારો ચહેરો ખરેખર જમાલના જેવોજ છે.

જમાલઃ બન્ને ભાઇઓ ખરેખર એક સરખાજ ચહેરેકા થા.

રતિકલાઃ હવે ખરેખર મ્હને બધું સમજાયું. પ્યારા ! ત્યારે તો હવે ત્હમે હજારો રૂપિયા કમાવાના ?

( ખભા ઉપર હાથ મૂકીને ગાય છે. )

ગાયન, રાગ મ્હાડ.*

રતિકલા:—

નિરખી રહું મુખ મોહનનું રે, કરી પ્રીતિવશ પાતળીએ;
ઝબકોળું આજ જોબનનું રે, મુજ પ્રિયતમ પ્રેમ જલધિયે.

જમાલ:—

આવો કુમકુમ પગલિયે, માનુની નવ મુજને ભુલીયે;

વિષયસિંહ:—

ભૂલીયે નવ હો ડુલીયે નવ હો, પરખ્યો નર નવ નવલીયે.

જમાલ: વાહવાહ. જીંદગીમેં યહ મઝા નહિ મીલેગી. ( એકદમ બૂમ પાડીને ) ઑય?

( વિષયસિંહ ફક્ત આવે છે. "જી" નથી કહેતો. )

જમાલ: બહાર જાકે ઠેરો, જલ્દી બૂટ સાફ કરો.

વિષયસિંહ: ( પ્રેક્ષકને ) આતો મારો બેટો પરોણો મટીને ઘરધણી થઇ બેઠો. આવી ઉલ્લુઓ આવાનેજ લાયક હોય છે.

જમાલ: ( વિ૦ પાસે જઇને કાનમાં ) જનાબ બહાર જાઇયે. દેખો કૈસી લહૂ બનાતા હું.

વિષયસિંહ: ( જમાલને ધક્કો મારીને ) પણ મ્હારા દેખતાં શી હરકત છે?

જમાલ: ( પાછો જાય છે. જતે જતે પ્રેક્ષકને ) સીધા સીધા સમઝકર નહીં જાયગા તો ઈધર ઠુસ નીકાલુંગા.

( રતિકલાને ) ગુલાબી પાણી માટે કાનમાં બોલ દીયા. પણ પીછે બીચાર આયા. "નહિ બસ મેરે હાથસેંજ આપીશ."

( જમાલ અને રતિકલા સામસામી પ્યાલીઓ પીયે છે. રતિકલા ફરીથી જરા ઉપરનું ગાય છે એટલામાં)

વિષયસિંહ: ( સ્વગત ) હવે ખરોખર તાલ જામ્યો છે. શશિકલા ને પ્રધાનાધ્યાપક મહાશય બન્ને આવતાંજ હશે. મ્હેં અહીંની એપોઇન્ટમેન્ટ+ આપી છે, પણ ડૉકટરને એકવાર છૂટો કરવા દે.

* "મેં કૈસી હોરી ખેલુંગી સાવરીયાકી સંગ" ની ઢબે.
+ અમુક સ્થળે, અમુક સમયે મળવાનો કાર્યક્રમ.

( જમાલ ન જાણે તેમ ડૉક્ટરને છોડી નાંખે છે ડૉક્ટર જમાલને પકડવા દોડે છે. જમાલ નાસવા માંડે છે. )

**જમાલ:** ( નાસતે નાસતે બુમ મારતો ) રતિકલા ! આ દીવાનો તો છૂટી ગયો. મેરેકુ જીવતા નહીં રહેવા દે. ઓહ ડીયર રતિકલા ! બચાવ, નીકર તેરેકુ રાંડના પડેગા.

( જમાલ આમતેમ સંતાવાને નાસે છે. રતિકલા ડૉક્ટરને ઝાલીને મારે છે. ડૉક્ટર બૂમો પાડીને કહે છે કે " ડૉક્ટર તો હું " પણ રતિકલાનો સપાટો ચાલ્યેજ જાય છે. પ્રધાનાધ્યાપક અને શશિકલા આવી પહોંચે છે, એટલે ડૉક્ટર પણ જમાલની પેઠે સંતાઇ જાય છે. વિષયસિંહ પણ પોષાક બદલી નાંખી હંટર લઇને આવ્યો હોય છે. )

**શશિકલા:** ( ચમકતી ) આ શું ? અહીંઆં રતિ ક્યાંથી આવી છે ?

( પ્રધાનાધ્યાપક રતિકલા સામું જોઈ રહે છે. )

**શશિકલા:** ( દાંત પીસતી રતિકલાનો હાથ ખેંચતી ) અહીં તો આવ મ્હારી પાસે ? લુચ્ચી નીકળી આવી ? આ કાન્તાને ઘેર ગઇ હઇશ કેમ ? મ્હારા ઘરમાં નહિ ચાલે એવું. સમજી ? જૂઠાણું, ફેલ ને નઠારાવેડા એ ત્રણ વાનાંથી તો મ્હને હાડોહાડ પગથી તે માથા સુધી ઝાળ લાગી જાય છે. મ્હારા ઘરમાં કોઇએ આવું નહિ ને તું આવું ક્યાંથી શીખી ?

**વિષયસિંહ:** ( પ્રેક્ષકને ) આ શીખી ક્યાંથી ? ઘરમાં કોઇએ આવું ના મળે છતાં ?

**પ્રધાનાધ્યાપક:** પણ તમે આટલાં બધાં તડી શું કામ પડો છો ? કંઈ દરદ થયુ હશે તેથી આવી હશે. એક વિલાયત જઇ આવેલા સારા નામાંકિત ડૉક્ટર ને પ્રતિષ્ઠિત સુધારક જેન્ટલમેનના ઘરમાં છે. પછી જુઠો આક્ષેપ મુકવાનું કારણ શું છે ?

**શશિકલા:** જેન્ટલમેન સાથે શું કામ કરતી હતી તે તો કાનોકાન સાંભળ્યું ને ? એ તો અહીં મુજરો કરવા આવી છે.

**રતિકલા:** ( પગે પડતી ) બાપાજી ! મ્હને ક્ષમા કરો. મ્હેં અપરાધ કર્યો છે તે હું અમાન્ય કરતી નથી; પણ હું લાચાર છું. હું ડૉક્ટર સાહેબને તન મન ધનથી વરી ચૂકી છું.

**પ્રધાનાધ્યાપકઃ** (શશીકલાને) જો સાંભળ.

(રતિકલા પ્રધાનાધ્યાપકની છાતી સરસી આવીને ઉભી રહે છે ને પ્રધાનાધ્યાપક તેણીને માથે હાથ ફેરવીને છાતી સરસી ચાંપે છે.)

**પ્રધાનાધ્યાપકઃ** બેટા! વાત તો કરવી હતી? એની મરજી હોય તો ખુશીથી પરણાવીએ નહિ? આ તો લોકમાં ખોટું દેખાય. એવું ના કરવું.

(રતિકલા ખોટું ખોટું રડી પડે છે.)

**વિષયસિંહઃ** મહાશયજી! હું આપના મતને ખરેખર મળતો છું.

**પ્રધાનાધ્યાપકઃ** રાજકુમાર સાહેબ! ખરેખર કહું છું કે આમાં કશું બીજું ગંભીર છેજ નહિ. આપણા લોકોને તો ટેવ પડી છે.

**વિષયસિંહઃ** (પ્રેક્ષકને) એક કલિકાલ કથનનો આજે પાકો પુરવો મળ્યો.

બાપા કહે છે "લાવ પારણે ઝુલાવું લાડી બેટી"
બેટી લે છે લ્હાવ બારણે પ્રણયી, કોજન, ભેટી
ઘર વર વાતે છટકે છેટી, કહે સહુ "કીકી અલ્હેતી"
સાધે એ.ી, સમયે+ પેટી, સર્વ સમેટી "બેટી"*

(પ્રધાનાધ્યાપકને) તમે કહો છો તે ખરેખર છે. શક જેવું હોઈ શકજ શેનું? હજી તો બાળક છે!

**શશિકલાઃ** (વિ. ને ક્રોધમાં) આ તે શું બોલતા હશો? એ નથી ન્હાની, "બાવીસ વર્ષની બૈરી તો બાર છોકરાંની મા થાય" (પ્રધાનાધ્યાપક સામું જોઇને તિરસ્કારભર્યા કંટાળાથી) હું તે શું કહું આમને?

**વિષયસિંહઃ** (શશિકલાને) તમે બાજુએ રહો. તમારૂં બૈરાંનું આમાં કામ નહિ. (પ્રધાનાધ્યાપકને ધીરે રહીને) હવે એમ કરો. ડૉક્ટર સાહેબને બહાર નિર્ભયપણે આવવા દો, અને અત્યારેજ કરો વેવીશાળ ને કરો લગ્નની તૈયારીઓ! એટલે એય સુખી ને આપણેય સુખી.

---

+ એક સમે જરૂર પડયે.

* આ કાવ્યદોષ તથા અન્ય સમાનાર્થક ઉલ્લેખો અમુક પ્રકારની રૂચિના કાર્યરૂપ નથી પરંતુ સંબદ્ધ સામાજીક અનીષ્ટોના સુધારણાર્થે વિસ્તૃત (વેરેલી) સુદર્શનગુટિકા રૂપ છે. પ્રાસ્ય આનંદ નહીં પણ ઉપયોગિતા છે.

**પ્રધાનાધ્યાપકઃ** પણ છે- ક્યાં ડૉક્ટર? કોણ જાણે ક્યાંય ભરાઇ પેંઠો છે.

**શશિકલાઃ** ( રતિકલાને ) ક્યાં ગયો ત્હારો ડૉક્ટર! અત્યાર સુધી તો નાચતો હતો ને હવે ક્યાં ભરાઇ પેંઠો. જા બોલાવી લાવ.

**રતિકલાઃ** ( સંતાઇ ગયેલા જમાલ પાસે જઇને ) વ્હાલા! બાપાજી મોટા મનના છે. મ્હને ક્ષમા આપી છે, આપણા લગ્નને સંમતિ આપી ચૂક્યા છે; માટે નિર્ભયપણે બ્હાર આવો.

( જમાલ સહેજ ડોકીયું કહાડે છે. વિષયસિંહ હંટર બતાવે છે. )

**વિષયસિંહઃ** (સ્વગત) બચ્ચા બહાર તો નીકળ. બરાબર સાટું વાળું છું બાય બનાવ્યાનું.

(રતિકલા પુષ્કળ આજીજી કરે છે; જમાલ કોઇ ન દેખે તેમ વિષયસિંહને પગે લાગે છે.)

**જમાલઃ** (રતિકલાને) અંહં. મૈંય તો શરમાઇ શરમાઇકે ઢગલો હો જાતા હું. અત્યારે ને અત્યારે ક્યાં ઉતાવળ હે? સબકુ ઘર જાને દે. તું બી જા, મેરી બડી ચાચી! જા નહીં તો મૈંય મર ગયા.

**રતિકલાઃ** વ્હાલા! આમ ગભરાઓ છો શું? જરા હિંમત લાવો કે પછી જીંદગીભર સુખ.

(જમાલનો હાથ ઝાલીને ખેંચે છે).

**જમાલઃ** (બૂમ પાડતો) મેરેકું તો નથી શાદી કરવી.

**રતિકલાઃ** ચાલો, ચાલો, આમ શું કરો છો?!

**જમાલઃ** ( બૂમ પાડતો ) જાને દે મુઝે! મ્હેં તો વિલાયતસેં દો મડમ આણી હે.

**રતિકલાઃ** છો આણી. તમે બહાર આવોને!

**જમાલઃ** ખાત્રી કરકે પછીજ શાદી કરનેં નીકર સોનેકી બંગડી પહેરી સેવાસદનમાં જવા પડેગા.

**રતિકલાઃ** એમ શું કરો છો? ચાલો, ચાલો.

( રતિકલા જમાલનો હાથ ખેંચે છે )

( ડૉક્ટર ગભરાતે ગભરાતે ડોકીયું કહાડે છે. )

ડૉક્ટરઃ (સ્વગત) શું કરવું? બ્હાર પડીએ છીએ તો વખતે ચાબુકથી ચામડું ચીરાઈ જાય છે. નથી બ્હાર પડતા તો લગન થઈ જાય છે.

રતિકલાઃ (જમાલને) એમ છેક નર્વસ (ધૈર્યહીન) શું કામ થાઓ છો?

(રતિકલા જમાલને ખેંચવા માંડે છે.)

જમાલઃ (સ્વગત) અબ આયી પૂરી કમબખ્તી!

(ખેંચી આણ્યાથી જમાલ પૂંઠ કરીને ઉભો રહે છે.)

વિષયસિંહઃ રતિબ્હેન! લગન આની સાથેજ નક્કી કરવું છે ને?

રતિકલાઃ હાજી, જીવતે પાળેય એ અને મુએ બાળેય એ.

વિષયસિંહઃ (જમાલને) ડૉકટર સાહેબ! આમનું મ્હોં ફેરવો.

(જમાલ અવળી પૂંઠ રાખીને ડોકું ધૂણાવ્યા કરે છે. વિષયસિંહ ડોકું ઝાલીને ફેરવે છે.)

શશિકલાઃ હાય, હાય! આ શો ગજબ? આ તે ડૉકટર કે જમાલ?

પ્રધાનાધ્યાપકઃ ઓહ્, યસ! આ શો ગજબ? આ તે ડૉકટર કે જમાલ?

વિષયસિંહઃ (જમાલને ચાબુક મારીને) જમાલજ. હે હરામી! મ્હારા અધ્યાપક મહાશય મ્હારા પિતાતુલ્ય, જેમનાં પત્ની મ્હારે માતાતુલ્ય છે, તેમની પુત્રી સાથે દગાબાજી કરતો હતો? (ચાબુક મારવા માંડે છે.)

(શશિકલા સામુ જોઇ લઇને, જમાલને) મ્હારા આખ્ખા રાજ-ગૃહમાં કોઇએ આવું નહિ ને તું આવું અપલક્ષણ શીખ્યો કયાંથી?

(ચાબુક લગાવે છે.)

જમાલઃ ઓ રતિકલા! મૈંય તો મર ગયા. (રડવા માંડે છે.)

રતિકલાઃ (એકદમ વચમાં પડી ચાબુક ખુંચાવી લેતી) (વિ૦ને) મ્હારી વાત તો સાંભળો? વગર કારણના મારશો નહિ, ડાકટર સાહેબની હકીકત તો સાંભળો? જુઓ.

( રતિકળા અંદર જઈ દોડતી દોડતી ડૉકટરને કાન પકડી ખેંચી આણી ઉભો કરે છે. તથા સર્વેને ત્હેનું મ્હોં બતાવે છે.)

**રતિકલાઃ** ( જુઓ છો, ડૉકટર સાહેબનો ચહેરો ? અસલ આબેહુબ ! એ તો Face transference થી ( મુખવિવર્તન પ્રયોગથી ) ડૉ. સાહેબે ચહેરો બદલી નાખ્યો છે. ( જમાલને બતાવીને ) ખરા ડૉકટર સાહેબ તો આજ.

( ડૉકટર નીચું જોઇ રહે છે. )

**જમાલઃ** ( ડોકું હલાવીને ) ખરી વાત હે.

**વિષયસિંહઃ** ( પ્રેક્ષકને ) ખરી, ખરી Face transference theory ( મુખ વિવર્તન વિદ્યા. )

**રતિકલાઃ** ( સાચી ઠર્યાના હર્ષે ) હવે તો ખાત્રી થઇને ?

**વિષયસિંહઃ** Romantic regions ( પ્રેમ પ્રદેશ ) માં રખડનારી રતાંધળીઓ જેટલી બેવકુફ નહિ બને તેટલી થોડી. ( જમાલને ચાબુક મારીને ) બોલ સાચેસાચું ! જમાલ છું કે ડૉકટર ?

**જમાલઃ** જનાબ ! રતિકલા ભેણ સચ્ચી છે.

**શશિકલાઃ** મુઆની ભાષાજ મુસલમાની છે ને ( રતિકલાને ) જા પરણ, ને થા તરકડી.

**રાતકલાઃ** ( નરમ પડતી ને નિરાશાયુક્ત કંટ્રાળેલા અવાજે ) હજી કાંઇ સમજતા નથી, જરૂર આ તમારી આંધાંની ભૂલ થાય છે. હાં ?

**વિષયસિંહ** ( જમાલને ) બોલ, સાચેસાચું નીકર મરી ગયો સમજજે.

**જમાલઃ** ( પગે પડતો ) જીતા રહને દો જીનાબ ! મૈંય આપકી જુતી ઉઠાનેવાલા જમાલ !

**રતિકલાઃ** ( એકદમ ચ્હીડાઇ જતી ) મેર મુઆ પાઘડીબળ્યા મ્હને છેતરી ? ડૉકટર સાહેબને મ્હારે હાથે માર મરાવ્યો.

**ડૉકટરઃ** તેનું કાંઇ નહિ. "All's well that ends well"-જે પરિણામે સારૂ તે સર્વ કાળે સારૂજ માનવું.

( રતિકલા નેત્રપલ્લવીથી ક્ષમા માગે છે. ડૉક્ટર
નેત્રપલ્લવીથી ક્ષમા આપ્યેજ જાય છે. )

**વિષયસિંહ:** ( ડૉક્ટરને ) આ બન્યું શી રીતે? તમને જમાલે તાણી બાંધ્યાતા?

( ડૉ૦ રોવાજેવું મ્હોં કરી ડોકું હલાવીને હા પાડે છે. )

**પ્રધાનાધ્યાપક:** (ડૉક્ટરને) મ્હારે તો જે કરવાનું છે તે કરીશ, પણ તમને શરમ છે!

**ડૉક્ટર:** ( પ્રેક્ષકને ) જુઓને, જમાલને તો ડોસો કશુંએ કહેતો નથી.

**પ્રધાનાધ્યાપક:** (ડૉક્ટરને) તમને શરમ છે, શરમ છે!

( ચાલવા માંડે છે. )

**શશિકલા:** ( રતિકલા સામું જોઇને ) આટલાં ધણીને વહાલાં લાગતાં હઇશું તે અમથાં નહિ, તરવારની ધાર ઉપર ને ધાર ઉપર રહ્યાં હઇશું ત્યારે કંઈક ગણતા થયા છે. સમજી? નથી અમે તો ત્હારા જેવાં.

( શશિકલા ચાલવા માંડે છે. )

**વિષયસિંહ:** ( જતે જતે ) અરે રામ રામ! બહુ ખોટું થઇ ગયું.

**જમાલ:** યા અલ્લા! પરવરદીગાર! મેરા તો માર માર કે ચમડા નીકાલ દીયા.

**ડૉક્ટર:** ( જતે જતે ) મુઓ એ જમાલ. આજ તો અમેજ સીકલી સીકલ ને ફુટલી અક્કલવાળા બની ગયા.

---

## પ્રવેશ ૯ મો.

[ સ્થળ: દેવાંગનાનો મહેલ. ]

---

**દેવાંગના:** ( ઉંઘમાંથી ઝબકતી ) અરે તિલોત્તમા ! અરે મનોરમા ! ક્યાં જતી રહી ? આ તે શય્યા ગુલાબની કે કંટકની ? હાય ! મ્હારૂં ઉપવસ્ત્ર કોણે ખેંચી લીધું ? મ્હારો કબરીબંધ કોણે છોડી નાખ્યો ? આ કંચુકીની કસો કોણે ઢીલી કરી નાખી ? અરે ! આ વાયુને કોઇ પ્રતિબંધ કરોને ! એ ઠગારો શાન્તિને નામે અશાન્તિ જમાવી બેઠો છે. એની ધીરી ધીરી લહરીઓ અસિધારા જેવા ઝાટકા મારે છે ! મ્હને કોણે મારી ? આ એકેએક અંગ કેમ શિથિલ થઇ ગયું ? છેક જડવત્ બની ગયાં. જાણે હદન લૂલાં ! કોઇ બોલોને ? આ તમારી ઘેલી થઇ ગયેલી દેવાંગના સામું કોઇ જુઓને ? એ તે ક્યાં ગઇયો ?

**મનોરમા:** ( આવીને ) અંહંહંહં જોને ! કોઇનેય વિરહવેદના થઇ હશે ! ઘણાંનેયે થઇ હશે, પણ આમના મદનોન્માદથી તો અવધિ !

**તિલોત્તમા:** બહેન ! તું ના સમજુ. આપણે તો બધાં ગમાર.

મદન રતીના રાજ્યમાં, એજ મહા અન્યાય;
મુઢ નિશ્ચિન્ત સુખી રહે, ચતુર ચુંટાઇ ઘવાય.

( હસતે હસતે ) ખાનપાનમાં ગુલતાન રહેનારી, હજારો દાસદાસીઓની સેવ્યા બની રહેનારીની વેદના તો એવી અસહ્યજ હોય. હોય બા હોય.

**દેવાંગના:** મુઇયો જ્યારે જોઇએ ત્યારે હસતી ને હસતી. નથી પૂછતી, નથી ગાછતી, નથી બેસતી કે નથી ખસતી. ના જુએ સુખ કે ના જુએ અસુખ. ના કરે સન્મુખ કે ના થાય વિમુખ, વીતી હોય તો જાણે ને ? ( સ્વગત ) ચાલ જાઉં નીચે; ચંદ્રનાં અમૃત કિરણોથી કંઇ શાન્તિ થવાની હોય તો.

( ઝરૂખા ઉપરની શય્યા ત્યજીને નીચે ચોકમાં ચોગાનમાં બેસે છે. )

ગાયન–રાગ ધારા*

દે૦—પડે જરી ન ચેન, મુજને હો (૨)
નિશદિન, જલવીણ, જ્યમ મીન
પિયુ વીણુ બની દીન; હો........પડે.
ઘડી ઘડી પલ પલ પિયુ દરશન બિન જાય,
અમને જુગ સમ લાગે.
(જંખીને) ઝટપટ ખટપટ કરી સહી અરિ ગૃહી,
વિનવ વિહારી, મરૂં સ્મર જ્વર આ....ગે પડે૦
તિલો૦—ધીર ધર પલભર, સ્મર જ્વર, ન સત્વર જાય;
નિત નહિ કુતૂહલ જાગે.
દે૦—ઉપચારનો વિચાર કરી થાકી હું લાચાર;
મનો૦—બિમારી સુધારી શકે તુજ પિયુ રા....ગે પડે૦

દેવાંગના: સખી ! હું શી ? એ શા ? આ હૃદય શું ? અનંગ શો ? કોણ ? કહોની ? કેટલો ?

( મૂર્છિત થાય છે. )

તિલોત્તમા: અરે મનોરમા ! જો જો આ એકદમ શું થઇ ગયું ? જા ઔષધ+ લઇ આવ. વૈદરાજને બોલાવ.

( વૈદરાજને વેષે જગતસિંહ પ્રવેશ કરે છે. )

મનોરમા: (જતે જતે જગતને આવતો જોતાં પ્રસન્ન હૃદયે) ખરા વૈદરાજ તો આવી પહોંચ્યા. "હવે મળશે પ્રેમીજનની જોડ, જશે વિરહ ને પૂરાશે પૂરણ કોડ."

તિલોત્તમા: ( દેવાંગનાને મૂર્છિત સ્થિતિમાં જોઇ ચકિત થયેલા જગતસિંહને સંબોધીને ) જુઓ, આ અમારી જીવન તુલ્ય સખી, કોણ જાણે શાથી, સ્વપ્નામાંથી ઝબકી જાગી, બેચેનીથી ગભરાવા લાગી અને ઉતરતે ઉતરતે આમ છેકજ બેશુદ્ધ થઇ ગઇ.

મનોરમા: લ્યો, હવે અમે જઇએ છીએ, એને સંભાળજો.

( બન્ને જતી રહે છે. )

* પ્યારા સાહેબના "પરત નહીં ચેન"ની ઢબે. + સ્મેલિંગ સૉલ્ટ.

**જગતસિંહ:** શું સખીઓ ગઈ? ( દેવના સામું જોઇને ) ન તિલોત્તમા ન મનોરમા; વહાલી તને ખમા !

( પાસે જઇને ) હૃદયરંજિની ! ઉઠોને ! આ તૃષાતુર નયનચકોરને સ્નેહોદક બિન્દુનું પાન કરાવો. ( ન બોલતાં ન હાલતાં નિશ્વાસ નાખીને ) અરે ક્રૂર પંચશર ! આ કોમળ કુસુમ ઉપર આવો તે પ્રહાર થતો હશે ?

**દેવાંગના:** ( સ્વપ્નમાં )

પ્યારા ! પ્યારા ! દર્શનના તો હવે ઉધારા.
વિરહે રહી છું બળી, એકવાર જાઓ મળી.
નહિ કહું બીજીવાર રસિલા, શાને બન્યા છો છેક હઠીલા.

**જગતસિંહ:** ( ખિન્ન થતો ) સુંદરિ ! સાવધ થાઓ, હું અહીંજ છું.

( પાસે જઈ કોચપર બેસી ઉછંગમાં મસ્તક લઇ
મુખારવિન્દ જોતો જોતો. )

(સ્વગત) **ખમાચની સહજ લહરી.**

સદયી સુરત ત્હારી, મૂરતિ હૃદે ઉતારી;
**જોઉં નેનો ઠારી ઠારી, મતિ મુજ ગઈ હારી.**

**અહોહો ! મ્હારા ઉછંગ ! ત્હારૂં પણ જીવન આજે સફળ થયું કે કમલશાં નયનો, શુકસમી નાસા, પરિપકવ બિંબસમા દેવોને પણ દુર્લભ, એવા અમૃતના આગારરૂપ ઓષ્ઠસંપુટ ઇત્યાદિના સમૂહરૂપ શિષે ત્હારો આશ્રય સ્વીકાર્યો.**

પ્રિયાના દર્શનથી આતુર બનેલાં નયનો ! આજે એના અવયવે અવયવો, ઉચ્ચ નીચ ગિરિવરો, મૌક્તિક માલરૂપી ગિરિવરો વચ્ચે વહેતી સરિતા, હીમગિરિવત્ શ્વેત વિશાળ ભાલ વિગેરે સૃષ્ટિની સમષ્ટિની શોભાને વ્યષ્ટિમાં સમાયેલી નિહાળી નિહાળી તૃપ્ત થાઓ.

**( કેશ પર હાથ ફેરવતે ) ખરે ! આ મુગ્ધાએ મદનરાજને પણ જીતવાને મોહિનીરૂપ શ્રીકૃષ્ણનું તપ આરંભ્યું. હોય એમ જણાય છે; કારણ કે તેની સુકોમળ કાયાને કષ્ટમયી અને કરમાતી જોઇ આ વાસુકીજ તેના છત્રરૂપે બની રહ્યો છે.**

( ચોરાઇ જતા હૃદયે ખડખડ હસતે. ) તપ ! આ હીરો ગડપવા માટે ? ક્ષીરસાગરમંથન આ હલાહલ કુંભને માટે ? ( નિશ્વાસ નાખી. )

અપૂર્વ લગ્નની ગ્રંથિ પ્હેલાં, કુલહીન જનને હજી ત્યજને;*
લહી કદળી વળગીશ નહિ મુગ્ધે, કમભાગી આ કોવચને.

દૈવે બે ભાગ્ય રચ્યાં. એક દેવાંગનાનું સદ્ગુણ વિદ્યારૂપ તથા વૈભવભર્યું સદ્ભાગ્ય. બીજું ભાગ્ય આ દુર્ભાગી જગતનું તદ્દન કોઇ જૂદા જ ખૂણામાં જૂદા જ પ્રકારનું, દારિદ્રયભર્યું ગુણહીન. સદ્ભાગીને કયા સુખશિખરપર ચઢાવી શકાય, દુર્ભાગીને કયા પાતાળમાં હડસેલી દેઇ શકાય એનો નિર્ણય કરવાનો, પોતાની શક્તિનો પાર પામવાનો પ્રયત્ન પ્રારબ્ધ કરી રહ્યું છે !

તેની સાર્વભૌમ સત્તા એક. તેની મગરૂરી–તેની ખુમારી જાણે અનંગદેવથી જોઇ શકાતી ન હોય તેમ દૈવનો પરાજય કરવા તેણે વળી ઇર્ષ્યાથી જૂદીજ બાજી ચલાવી છે. દુર્ભાગીને સદ્ભાગી બનાવવા દૈવને ફરજ પાડવી યા તો સદ્ભાગી સદ્ભાગ્યને ઠોકર મારી દૈવનું અપમાન કરે, એવી સંધી લાવવી, એ પ્રયત્ન સામી દીશામાંથી થઇ રહ્યો છે.

જગતપર સત્તા કોની ? દૈવની કે સ્નેહની ? એનુંજ જાણે યુદ્ધ. યુદ્ધ નહિ, દગલબાજીભરી દાવપેચી: સત્તાની મસ્તી–અસૂયા યુદ્ધ કે જેને પરિણામે આવી એક નિર્દોષ કુમારી કચરાઇ ને ખુંદાઇ જાય !

હરે હરે ! અમો મનુષ્યજાતિનું બળ કેટલું ? બુદ્ધિ કેટલી ?

હું તો એજ માગું છું કે પ્રારબ્ધ તથા પવિત્ર સ્નેહ બન્નેને તું જીત આપજે ! અમારા સુખદુઃખનો વિચાર ન કરતાં બન્નેને સંતોષ આપજે !

જગતમાં ન જોવાયાં. ન સંભળાયાં ન કલ્પાયાં–સર્વે દુઃખો અમારા શિરપર પડો કે જેથી દૈવની જીત થાય !

હજારો કષ્ટ પડતાં અમારો પ્રેમ નિશ્ચલ રહો, કે જેથી સ્નેહની જીત થાય !

* દરબારી કાનરાના આંતરાની ઢબ.

( અતિ સ્નેહથી છલકાઈ જતા હૃદયે દેવાંગનાને મુખે હાથ ફેરવતો ) પ્રિયે ! ઇચ્છાએ કે અનિચ્છાએ આપણે જન્મસાથી થયાં છીએ; ત્હારા સુખ ખાતર મ્હારી જાત વેચીશ, ત્હારા યૌવનને ખંડિત નહિ કરૂં; પણ જો દૈવ ત્હને વિષનો પ્યાલો પીવરાવશે તો વિષનો ઉભરો હું ચૂસી લઇશ.

( તર્કમાં તલ્લીન થયે મન તથા કર્મેન્દ્રીની તન્મયતા થઈ જવાથી ઓષ્ટને ઓષ્ટથી સ્પર્શે છે. સ્પર્શ થવાથી દેવાંગના ઝબકીને જાગે છે, સફાળી ઉઠે છે અને એક બાજુએ જઇને ઉભી રહે છે. )

**દેવાંગનાઃ** ( જગતસિંહને ) કોણ ત્હમેજ કે? નિદ્રાને શરણે પડેલા મનુષ્યની અચેતનાવસ્થાનો લાભ લે, ત્હેને શી શિક્ષા કરવી ઘટે ?

**જગતસિંહ:** ( સ્વગત ) અહાહા ! કલ્પનામય જગત તથા આ સ્થૂલ જગતના વ્યવહારોમાં કેવું મ્હોટું અંતર છે ? હૃદયમાં શી તર્કમાળા ચાલી રહી હતી ? ને શો અર્થ લેવાયો ? પ્રણયવાટિકામાં વિચરનારનો ખરો આનંદ તો પ્રણયિનીના સંમેલન વિના વિયોગે મુંઝાઇ-ગુંગળાઇને પ્રાણત્યાગ કરવામાંજ છે. જે કવિજનો કહે છે કે " પ્રિયાનું શું પ્રિય નથી ? માત્ર વિયોગજ. " તે કવિજનોએ ચિર-સ્થાયી વિયોગના દુઃખનું સુખ ચાખ્યુ જ નથી. ખરા પ્રેમજન્ય દુઃખનો આનંદ તો તેજ અનુભવી શકે છે કે જેના પ્રણયની કલ્પના જગતને તો શું પણ પ્રણયિનીને પણ ન હોય.

**દેવાંગનાઃ** શા વિચારમાં પડી ગયા છો ? મનુષ્ય તે આખર મનુષ્યજ કેમ ખરૂં કે નહિ ? એમ કબુલ કરો કે ત્હમારો પણ પ્રેમ તે સ્થૂલ તથા પાશવ ખરો.

**જગતસિંહ:** ( રોષમાં ) સાચું કહો છો.

પલક પ્રગટતી ઘડીમાં ઘટતી મિષમાં મટતી પ્રીત,
વાટ ઘાટપર પ્રીત બનેલી તે પ્રીતમાં શું વિત્ત.

વખતસર પરીક્ષા કરી લીધી તે ઘણુંજ ઉત્તમ થયું. તમે સુખી થશો. ઈશ્વર તમને સદ્‌બુદ્ધિ આપો.

( ચાલવા માંડે છે. દેવાંગના દોડતી દોડતી પાછળથી છેડો પકડે છે. )

ગાયન.*

દે૦ શામળીયા સટકો શાના, છોગાળા છટકો શાના;
કપટી કેવા છો કહાના.
જગત૦ જે છીયે છીયે તે..........ના..........ના,
દે૦ વ્હેઢે વ્હાલમાં વામાંગી તો, માનભુખી, જઈ મનાવીયે;
જગત૦ રાજકુલ પ્રીત પ્રથમ પાઠ, કે, પ્રિયતમ કહીને બનાવીયે,
દે૦ સમજો શાણા છો દાના.
જગત૦ નહિ હવે અંહંઅ્ નહિ ના ના.
દે૦ હારી કરૂં શાં શાં વાનાં.
જગત૦ ના ના જાણ્યાં સહુ બ્હાનાં, જે છીએ છીએ તે ના ના.
શામળીયા૦

જગતસિંહઃ (અર્ધ રોષે) મ્હને જવા દો. દોષવાન હોઉ તો દેશનિકાલ કરજો, કસુરવાન હોઉં તો કરવતને આધીન કરજો, ભૂલ કરનાર હોઉં તો ભુમંડલમાંથી વિદાયગીરી આપજો. મનોરમાએ મ્હને કેટલું કેટલું કહ્યું ત્યારે હું વૈદ્યરાજને વેષે આવ્યો. (સહજ હસતે) ગમે તેમ કહો પણ રાજકુમારીઓની સરદારી તો મટેજ નહિ. જયારે મળીએ ત્યારે દોષવાન ને ગુન્હેગાર.

દેવાંગનાઃ હં. એમ હસીને વાત કરોને ! દોષવાન છો માટે દોરંગી દુનિયાની દરકાર ન કરતાં આ દીનદારાને સેવામાં રાખવી પડશે.

જગતસિંહઃ (હસીને) એમ કે ?

દેવાંગનાઃ (હસીને) એમજ. દેશનિકાલ નહિ થવાય પણ આ હૃદયકારાગૃહમાં એકાન્ત કેદ તો ભોગવવી પડશે.

જગતસિંહઃ ના. સ્પષ્ટ વાત–એ નહિ બને.

દેવાંગનાઃ છોને ના કહો ! કસુરદાર છો માટે કસોટીએ કસાવું પડશે; ભૂલ કરનાર છો માટે ભવાટવીની ભૂલભૂલામણીમાં આ ભોળી ભામિની સાથે ભટકવું પડશે.

---

* "અલિ કોયલડી ટહુકા કરજે" અથવા દક્ષિણી પદ "બઘુનિ ત્યા ભયંકર ભુતા" ની ઢબે

જગતસિંહઃ આમાંનો એકે અક્ષર મ્હને માન્ય નથી. પ્રથમથીજ કહી દઉં છું.

દેવાંગનાઃ જાઓ, ત્યારે આ સીધી વાટ મ્હોટા વૈદ્યરાજ ના એયા હોય તો !

જગતસિંહઃ વૈદ્યરાજ તો ખરાસ્તો. પાંચ મિનિટ પહેલાં તો બોલવાની શુદ્ધિ પણ નહોતી; હા; એટલું થયું ખરૂં કે ત્હમારા અમુલ્ય પ્રેમોદ્દગાર સુણવાનું સદ્દભાગ્ય મ્હને પ્રાપ્ત થયું.

દેવાંગનાઃ અંહં. સમજી, ત્હમે મ્હને શુદ્ધિમાં આણી કે ? ચાલો ત્હમે પણ, જે કાંઈ બોલાઈ જવાયું, તે ત્હમારેજ માટે માની લીધું, એ ઠીક થયું.

જગતસિંહ આહા. એ મ્હારે માટેજ હતું.

દેવાંગનાઃ સૌથી સારી વાત એજ કે ત્હમે એમજ માનો. એ તો ઠીક, પણ ત્હમે શો પ્રયોગ અજમાવ્યો ? કોઇ એક અલૌકિક દિવ્ય મૂર્તિ જયારે જયારે મ્હારી નજર સામે આવીને ઉભી રહે છે, ત્યારે ત્યારે મ્હને મૂર્છા આવી જાય છે. એનું ઐાષધ બતાવો તો હું મંગાવી રાખું.

જગતસિંહઃ એ ઐાષધ મ્હોંએ કહેવાય એવું નથી. બજારે ખરીદાય એવું નથી. ગમે તેનું આપ્યું લેવાય એવું નથી. નથી એનો વાસ લેવાતો કે નથી એનો લેપ થતો. નથી પીવાતું કે નથી એ ચવાતું. અને છતાંયે તે ઐાષધના ઉપચારે મરતું માણસ પણ સજીવન થાય છે.

દેવાંગનાઃ મ્હને તો કંઇ સમજાયું નહીં, એનું નામ શું ?

જગતસિંહઃ એનું નામ પ્રિયદર્શન ઘુંટ.

દેવાંગનાઃ એનો સ્વાદ કેવો ? કડવો કે તૂરો ?

જગતસિંહઃ અધુરો પીધો તો વિષથીયે બૂરો. પૂરો લીધો તો પિયૂષથીયે મધૂરો.

દેવાંગનાઃ ( પ્રથમની જગતસિંહની ધૃષ્ટતાના સ્મરણે રોમાંચિત થતી ) જાઓ, જાઓ. ઘડીકમાં કટુવચનથી તરછોડી પાડો, ઘડીમાં " રમણી હૃદયરંજની " કહી મીઠી મોરલીએ રમાડો, વિયોગે કામાગ્નિ સંકોરો, સંયોગે, કટાક્ષે કાળજાં કોરો. ત્હમારી સાથે તે કોણ બોલે ?

ગાયન-(જીલ્લો).*

દેવાગના:—

તું સહ બોલું હું નાહીં (૨)
ખોટી બતાવો સગાઈ, પ્રેમમાં પૂરી પસ્તાઈ. તું૦
કરીને પ્રીત, અવળી રીત, ઠગો છો નિત, બનું ચકિત;
સામું ન જોઉં, પત ન ખોઉં, જોશો મુજ પ્રતિ નાહીં. તું૦

જગતસિંહ:—

તુ વિણ જીવન મુજ રસહીન, બનું ગમગીન
પૂરો છું આધીન.
ખરીદી દાસ, રાખીએ પાસ, સ્વીકારી લે પ્રીત પાઈ
તું સહ બોલું૦

દેવાંગના: કેમ હવે તો ખરેખર ઠેકાણે આવી ગયા ને?

જગતસિંહ: હું તો શું, પણ મહર્ષિ નારદજી જેવા પણ વાનર બન્યા હતા, એ ત્હમારાથી કયાં અજાણ્યું છે?

દેવાંગના: હવે પાછા કયારે રીસાવાના?

જગતસિંહ: હવે રીસાવાની વાત કેવી?

દેવાંગના: આપો વચન?

ગાયન—રાગ ખમાચ.×

દે૦: વચન પ્યારા, નયન તારા;
જ૦: વચન પ્યારા દઉં દારા— વચન૦
દે૦: કર જોડી આ કન્યા કુમારી,
જ૦: વચન વિસારૂ નવ

---

* દક્ષિણી ગાયન " નાહો મા બોલત નાથા " અથવા ગોહરજાનના "આન-બાન જીયા મેં લાગી " ની ઢબે.

× મુંબાઈમાં ગાંધર્વ મહાવિદ્યાલયના જલસામાં લોકપ્રિય થયેલા નૃત્યમાન " કૃષ્ણ હરી જય જય સમ " ની ઢબે.

દે૦: ....................જાઉં વારી.

નિભાવી લેજો દાસી ત્હમારી,

જ૦: ભાગ્યવંત હું ભૂપર ભારી.

દે૦: બલિહાર ! પ્રાણાધાર !

જ૦: પ્યારી પ્યાર લઉં સ્વીકાર.

દે૦: તું દિલહાર, તું શૃંગાર,

જ૦: સુખ આગાર, અપરંપાર.

દે૦: મ્હારા નયન તણા તારા
જ૦: માર્યા મદન તણા મારા } (૩) વચન૦

( નેપથ્યમાંથી ચીસ સંભળાય છે. )

" હાય હાય ગજબ થઈ ગયો."

( તિલોત્તમા તથા મનોરમા દોડતી દોડતી શ્વાસભરી આવે છે પણ તેઓ કંઇપણ બોલી શકે ત્યાર પહેલાં ગંભીરસિંહનો સેનાપતિ બે સિપાહીયો સાથે દોડી આવે છે. સર્વે ભયભીત થાય છે. )

સેનાપતિઃ પકડો પકડો આને, નાસવાનું કરે તો ગોળીથી ઠાર મારો.

દેવાંગનાઃ ( પુર્ણ ક્રોધાવેશમાં ) કોણ છો ત્હમે ? ત્હમે કોણ મ્હારા રાજમહેલમાં પ્રવેશ કરનાર ?

સેનાપતિઃ રાજકુમારી ! હું ત્હમારા પિતાનો જ સેનાપતિ છું માટે વિચાર કરીને બોલો. અમને જે આજ્ઞા થઇ છે તેનો અમલ કરવામાં ત્હમે હરકત કરશો તો ત્હમારા પણ માન અપમાનની જરાયે દરકાર કર્યા શિવાય ત્હમને પણ પકડી લઈ જઇને મહારાણા સાહેબ સમક્ષ રજુ કરવાનું અમોને ફરમાન છે.

દેવાંગનાઃ ત્હમે ગમે તે હો, ત્હમને ગમે ત્હેની આજ્ઞા હો, હું પણ ત્હમને જણાવી દઉં છું કે અહીં કોઇ પરપુરૂષ નથી. ત્હેમનો હું વાંકો વાળ થવા દેનાર નથી. ત્હમે થાય તે કરી લ્યો.

**સેનાપતિ:** (સક્રોધ) રાજકુમારી? મહારાણાજીની આજ્ઞાનું અપમાન? ત્હમે શું કરવાનાં હતાં? મ્હારા બાહુબળ આગળ ત્હમારૂં શું જોર ચાલવાનું છે?

**જગતસિંહ:** બાયલા! સ્ત્રીજાતિને બાહુબળ બતાવવામાંજ ત્હારી બહાદુરી જણાય છે. સિંહની ગુફા આગળ મૃત્યુમુખમાં સપડાયલું શીયાળ હમ્મેશાં બહુજ શોર કરી મુકે છે. મરદનો દીકરો હો તો આવ મેદાનમાં. તમે ત્રણ ને હું એક.

**સેનાપતિ:** ત્હારા મ્હોંમાં જીભ? દુષ્ટ! વ્યભિચારી! તું ત્હારા બળનું એટલું અભિમાન રાખે છે? આવીજા.

**જગતસિંહ:** કર ઘા પ્હેલો કે મનની મનમાં ના રહી જાય.

(બન્ને બાજુનાં મનુષ્યોનું યુદ્ધ થાય છે. જગતસિંહ થાકી જાય છે એટલે દેવાંગના પણ યુદ્ધમાં સામેલ થાય છે. સેનાપતિ હાર ખાય છે. જગતસિંહ તેને ચતો પાડીને ઉપર બેસવા જાય છે એટલામાં ગંભીરસિંહ તથા તેનો ભત્રીજો કેસરીસિંહ આવી પહોંચે છે ને સેનાપતિને છોડાવે છે.)

**ગંભીરસિંહ:** દુષ્ટ કુલાંગાર પુત્રી! આ શું કરવા બેઠી છું? નિર્લજ. મ્હારી આજ્ઞાનું અપમાન કરનાર કોણ છે, આ ત્હારી ભ્રષ્ટતાનો ભાગીદાર (?)

**દેવાંગના:** મ્હારો મનથી વરેલો ભર્તા અને તેથીજ આપનો જમાતા.

**ગંભીરસિંહ:** ચુપ બેવફા? બેશરમી? ત્હારૂં કાળુ મ્હો લઇને અહીંથી ચાલીજા નહીંતર યમરાજને સ્વાધીન કરીશ.

**દેવાંગના:**—

યમરાજનો ડર આપનો, પિયુ કાજ હું ગણતી નથી.
નવ તાત લક્ષણ આ ત્હમારૂં, ભય નથી પરવા નથી.

(ગંભીરસિંહ દેવાંગના પર હથિયાર ઉગામવા જાય છે.)

**જગતસિંહ:**—

પુરી સુતા પિંજર, ખેંચી ખંજર, મારતાં શરમા જરી;
અબળા ત્યજી, શસ્ત્રો સજી, કર યુદ્ધ મુજથી, હું અરી.

ગંભિરસિંહ —

ચુપ થા ચંડાલ ! ગ્રહે તું બાલ, દગાથી ભોળવી સિંહના.
લે જો હું કાલ, ડસું છું વ્યાલ હું, મામલા પરમેહના.

( જગતસિંહપર ઘા કરવા જાય છે. )

દેવાંગના:—( વચ્ચે આવીને )

જીવ જયાંલગી છે વપુ મહીં, નહિ દઉં અડવા આંગળી.
વીરાંગના બની જીવ જાતાં, રક્ષુ પતિને પાંગળી.

ગંભીરસિંહ :—

છોડ લવારી, નથી કુમારી ! બાલ ખેલ આ તાત તણા.
પલમાં પકડી ઝકડી મારીશ, એક પ્રહારે આ અસિના.
એક જગલાના બે જગલા, હમણાં બનાવી દઇશ.
ક્ષમા માગ, પગે લાગ, નહિ તો તુંયે યમપુરી જઇશ.

દેવાંગના:—( પગે પડતી ) પિતાજી ! પિતાજી !

આગ ભભુકે, વિજ ઝબુકે, ઘટે ન આવો રોષ,
વિધિએ દીધો, સ્વામી સ્વીકાર્યો, તેમાં શાનો દોષ ?
નવ કશું માગું, પાયે લાગું, કરશું વનમાં વાસ:
જાવા દો જીવતાં બન્નેને, ન કરો સુતા વિનાશ.

ગંભીરસિંહ:—

ક્ષમા ત્હને જા ઝટ ચાલીજા, જયાં તુજ સખો રમે છે;
હીચકારાની હાણ કરૂં છું, શિરપર કાળ ભમે છે.

દેવાંગના—નહિ, નહિ. તે દેવાંગના જીવે ત્યાં લગી નહિ;

પુત્રી મુજને પ્હેલી સીધાવો, પછી પછી ત્યાં લગી ના જાઓ:
સહ મરવું એ છે મુજ દાવો, નવ ક્ષત્રિકુલ મુજ લજવાવો.

ગંભીરસિંહ: ( દેવાંગનાને ધક્કો મારી ) " છટ્ છટ્ "

દેવાંગનાઃ—એમજ છે? ત્યારે તો ( પૂર્ણ ક્રોધમાં )

સ્વામી સારૂ સતીની સત્તા જોજો;
સતી સંગ્રામે શાન્તિ સહુની ખોજો.

ગંભારસિંહઃ ( હાથમાં મિજાજ ન રહેવાથી ) સેનાપતિ ! પકડો આ દુષ્ટ બેવફા છોકરીને, એને પણ કેદ કરો ! કેસરીસિંહ ! પકડો આ પાપી ગુલામને ! વધસ્થાનમાં એનો વધ કરો.

( બન્નેને મજબૂત દોરવડે, કેસરીસિંહ જગતને તથા સેનાપતિ દેવાંગનાને ઝપાટાબંધ બાંધી લે છે. દેવાંગના તથા જગતસિંહ એક બીજા તરફ પડતું નાંખે છે; પણ પાછલા દોરના જોરે બન્ને નથી ભેટી શકતાં કે નથી વળેલી સ્થિતિ હોવા છતાં પડી જતાં. )

દેવાંગના—( અતિ દીન સ્વરે ) હાય !

પિયુજી પ્રીતમાં પરોવી, હાણુ કીધી આપને;
વારિ ધારી વિષ પાયું, કયાં ઠરીશ હું પાપિણી ?

જગત—( દુઃખિત ગંભીર સ્વરે )

આલમ ભૂખી જ્યાં પ્રીત, પરવારી રીતિ ઇન્સાફની;
ત્યાં દોષ છે એના વિધિનો, ધર્મ કર્મ વિભાગિની !

દેવાંગના—

પ્રાણેશનો પરદેશ થાતાં, પ્રાણ કાં જાતા નથી;
હું જીવનની લોભી બની શું? સાથ કાં લેતા નથી ?

જગત—શોચતી શ્યામાંગી શાને, મરણ મુજને સ્હેલ છે,
હળિશું મળીશું સ્વર્ગમાં, અહ ! અજબ માયા ખેલ છે !

દેવાંગના—ન જાવા દઉં એકલા, હું અન્ય માર્ગે આગળી;
આવી મળું છું ઉભને, આગે બળી કે વિષ ગળી.

( એકદમ પીસ્તોલને અવાજે અગમ્યગુરુનું આગમન થાય છે )

અગમ્યગુરુ:—

> રાજન્ ! જોયો મહામાયાનો પ્રભાવ ?
> બાહ્ય અંધને અટકે નહિ સ્વભાવ.
> સતિ ! સ્વામિ સહ હજી શરણમાં આવ ?
> રાજન્ ! સમજી મૂઢ ન રહે હજી સાવ.

( અગમ્ય ગુરુના અલૌકિક અણચિન્ત્યા આગમનથી આશ્ચર્ય-મુગ્ધ તથા ભયભીત બની સર્વે જોઇ રહે છે. તેમની ભીતિને લીધે હાથમાંથી દોર છૂટી ગયેલ હોવાથી દેવાંગના તથા જગતસિંહ એક બીજાના સ્કંધપર માથું મૂકી દે છે. મનોરમા અગમ્યગુરુ તરફ હાથ જોડી ઘુંટણીએ પડી હોય છે. તથા તિલોત્તમા એક હાથે દેવાંગનાનો હાથ પકડી બીજો હાથ કપાળે મૂકી દુખ-સાગરમાં ડૂબી ગયેલી દેખાય છે ! )

**પ્રથમ અંક સમાપ્ત.**

## પ્રવેશ ૧ લો.

[ સ્થળ: દેવાંગનાના મહેલ પાસેનું ગ્રામીગૃહ. ]

---

**મનોરમા:** ( નિરાશામાં મહા શ્રમથી પગલાં ભરતી ગદ્ગદિત કંઠે ગાય છે. )

ગાયન*

થઈ અવકૃપા શીદ ઇશ ત્હારી,
ત્રૂટી ગઇ પ્રભુ બેલ અમારી. થઈ૦
આગળ પાછળ ઉપર નીચે, દેખું હું ગતલટી અંધારી:
તરુવરથી જયમ વેલટી ન્યારી, કરી ગા પાપે હાય મુરારી. થઈ૦

મિત્ર સખી સહુ સ્વાર્થસગલાં સંપત્તિનાં સાજ છે:
કષ્ટ કાપે કોણ કહોનું, દુનિયા દગલબાજ છે.

હસ્યાં રમ્યાં સાથે હો સજની, સ્હેજ થાળી હતી એક;
પુષ્પહાર શૃંગારની કેલી, કરી રહેતાં એકમેક.

દિન તે તો સહુ વહી ગયા, દુઃખ દરિયે ડૂબી દામિની:
ફેર શો પર નીજમાં, થઇ ના કશાયે કામની.

---

**તિલોત્તમા** ( પ્રવેશ કરે છે. )

શોખ મોજ તો સ્હેલ છે, કષ્ટ કસોટી દોહ્યલાં:
પ્રાણ દીયે તે પ્રીત, બીજાં બધાં તો વેવલાં.

(મનોરમાને ) બ્હેન મનોરમા ! આપણે પૂરાં ભાગ્યવાન કે અગમ્ય ગુરુના દર્શનથી થયેલી દિઙ્મૂઢ વૃત્તિનો લાભ લઈ દેવાંગના બ્હેનના મહેલમાંથી ગુપચુપ ચાલી નીકળ્યાં.

---

* " રામ ભજો સિયા રામ ભજો રે " ની ઢબે

**મનોરમાઃ** ( ધિક્કારથી ) હંઅ્ ! આ તું શું બોલે છે બ્હેન ? આપણે અહીં આનંદીએ છીએ પણ દેવાંગના દુઃખને દરિયે ડોલે છે, ત્હને તો કંઇ નથી પણ મ્હને તો પ્રીતિ ને પશ્ચાતાપ બન્નેય છોલે છે.

**તિલોત્તમાઃ** ( આશ્વાસનયુક્ત વચનો કહેતી ) ઘેલી ! તું મ્હને ઓળખતી નથી. હું તો એમ કહું છું કે આપણે નીકળી ગયાં તો ઠીક થયું કે તેમના સુખ માટે કંઈપણ ઉપાય યોજી શકીશું.

અશ્રુ વહ્યે શું થાય, અશ્રુ રડતાં નવ ખૂટેઃ
રડયે ન આવે પાર, કષ્ટ અબ્બો નવ તૂટે.
જોઇ લેજે આ સખી, ત્યજી અન્નપાન સખી પૂઠે;
ફરશે રખડશે સ્હાય કરશે, છો પિતા જગગૃહ રૂઠે.

બાહુબળથી નારી છળથી, કળ વકળથી છોડવું;
શત્રુ સંહારૂ સપાટે, શાન્તિતીરે દોરવું.

**મનોરમાઃ** ( તિલોત્તમાને વળગી પડીને )

નથી મુજમાં તાકાત, જોર તુજ જેવું કરવા;
નિર્બળ નારી જાત, શીખી છું રોવા ડરવા.

( પણ ) સત્ય હોય જો શાસ્ત્ર વચનો, ભક્તિથી વિભુ વશ કરૂં;
પુણ્ય અર્પું સહુ સખીને, જોઈ સુખી ત્હેને ઠરૂં.

અવસર આવે પરખવા, મનોરમાની પ્રીત;
પ્રાણ પાથરૂં સખી ઉમંગે, હર્ષથી ગાતી ગીત.

**તિલોત્તમાઃ** ( જતે જતે )

વધસ્થાન નાદાન જાય છે, જગતસિંહના અસુ હરવા;
હોય હજાર ભલે, કરી ઠાર, બચાવું સખીપ્રિય નથી પરવા.

**મનોરમાઃ**

કારાગૃહમાં યુક્તિ કરીને, સખીને ભેટી લાવું બ્હાર;
નીડર નિશ્ચય થયો મહારો, સ્હાય થવાનો જગદાધાર.



## પ્રવેશ ૨ જો.

[ સ્થળ: નદી તટસ્થ કારાગૃહ. ]

---

**દેવાંગના:** ( નિરાશામાં ડૂબેલા રુદિત સ્વરે )

અયે ભૂલાવનારા ભાવિ ! ઓહ્ ! કપટકલાપ્રવિણ કિસ્મત ! શું ત્હમારો હાથ એક ગરીબ અબળા ઉપર અજમાવવામાંજ ત્હમારૂં શૌર્ય આવી ગયુ છે ?

અહો સુખ દુઃખ દેનાર દેવજનો ! અહો નરકયાતનાના નિયંતાઓ ! હવે જતી કરો ! આ મરેલી અબળાને હવે જતી કરો.

ત્હમારા સર્વે કાઠિણ્ય પ્રયોગનું શુ જગતમાં એકજ પાત્ર રહ્યું છે ? શું જગત હવે ડૂબી જવાની તૈયારીમાં આવી ગયું છે કે ત્હમારી શિક્ષાઓનો, તમારાં વેરઝેરનો, ત્હમારી દુઃખમય અનેક સામગ્રીઓનો ડુંગર મ્હારા ઉપરજ ધકેલી દ્યો છો ? એકવાર તો તમારી ઇચ્છાઓને બોલી બતાવો ?

હે ઇશ્વર !

શ્રવણ કીર્તને તારા, નથી મ્હેં કીધો બાધ;
ગરદન રગડી પછાડી પટકે, એવો શો અપરાધ ?

હે જીવ !

દુઃખદુઃખ ખમવાને કાજે લીધો દીસે અવતાર;
શી આશે અહીં ચોટી રહ્યો છું, નફ્ટ પ્રાણ ! જા બ્હાર.

( થાકીને પડી જાય છે. )

**મનોરમા:** ( ધીરે ધીરે ચુપચુપ પગલાં ભરતી )

છળ બળ કળથી અજ્ઞાત છાતી ! નીડર થા.
હરિ કીર્તનમાં હરહમેશ જોડાતા હાથ ! દૃઢ થા.

( કારાગૃહ સામે જોઈ ) આટલે સુધી આવી. અરે તે આજ રાજમહેલ કે, જે આજ સખીને કાજ જેલરૂપ બની રહ્યો છે.

યમુનાજીમાં પાદાંગુષ્ઠથી માર્ગ કરનાર બાલકૃષ્ણ! મનોરમાનો હાથ ઝાલ, વિપત્તિ કાલમાં સાથ ચાલ. વાહ આ રહી ડાળ! જનાર્દન! જીમુત મહાનું જોર દે. જગન્નાથ! જાઉં છું. બિચારીને બચાવું છું યા તો પ્રાણ દઈ પ્રીતિ પરખાવું છું.

( સડસડાટ ડાળીએ ચઢી જઈ દેવાંગના પડેલી હોય છે તેની પાસે જઈ ઉભી રહે છે. દેવાંગના દુઃખને લીધે અર્ધી બેભાન સ્થિતિમાં ઉભી થયા વગર બોલે છે. )

**દેવાંગના:** અરે કોણ? તું કયા લોકનો વસનાર જીવ છો? આ પૃથ્વીનો હો કે પરભૂમિનો હો! પ્રેત હો વા પિશાચ હો! મ્હારો ભોગ લેવા તત્પર હો!

ચાહ તો ગળી જા, ચાહ તો સોશી લે;
ચાહ તો ભક્ષણ કરી જા, ચાહ તો ચૂસી લે.

દીલ ચહે તો અગ્નિકુંડમાં, બલિદાન દેવા લઇને ઉડી જા;
દીલ ચહે તો શસ્ત્રનો ઘાવ કરી, પ્રાણ હરી, સુખી થા.

કોપ્યાં ચૌદ ભુવન ભયકારક, સાહ્ય થયો નહિ કૃષ્ણ ઠગારો;
કરૂં હું હર્ષથી સ્વીકાર ત્હારો, કરી લે ઝટ તું મુજ છૂટકારો.

**મનોરમા:** ( છેક પાસે જઇ )

ન હું યક્ષણી રાક્ષસી, ગાંધર્વી કે નવ કિન્નરી;
રક્ષવા તવ પ્રાણ ખડી હું, મનોરમી તવ કિંકરી.

**દેવાંગના:** કોણ? વહાલી બહેન મનોરમા?

**મનોરમા:** હા, એજ. ત્હારા વિના સુખ સૂર્યનો અસ્ત જોનારી, ત્હારા દુઃખે દુઃખી થઇ રોનારી, કષ્ટ સમયે ત્હારાં અશ્રુ લ્હોવા ઇચ્છનારી, ત્હારી મનોરમા!

**દેવાંગના:** ( ગળગળી થઇ જતી ) સખી! આ અભાગિણી માટે ત્હારો જીવ ત્હેં જોખમમાં કેમ નાંખ્યો? આ જગતમાં જન્મ આપનાર પિતા જ્યારે મ્હારો ન થયો; જેના ઉછંગમાં મ્હેં બાલ્યાવસ્થા વ્યતીત કરી તે માતા જ્યારે મ્હારો ન થયો, ત્યારે તું પણ મ્હને વિષની વેલી સમજી ત્યજી દે.

**મનોરમાઃ** સખિ ! આ તું શું બોલછ ? શું ત્હારો વિશ્વાસ મનોરમામાંથીએ ઉઠી ગયો ? ત્યારે તો હું પણ નિર્ભાગીસ્તો ?

**દેવાગનાઃ** ( અર્ધી ચિત્તભ્રમ અવસ્થામાં બે ચાર વાર પગે પડતી ) મ્હને માફ કર. તું માનીશ ? હું ગાંડી થઈ ગઇ છું અને તેથીજ ઉપકારવિહીન અવગુણીયણ થઇ ગઇ છું. મ્હને ક્ષમા કર.

**મનોરમાઃ** ( દેવાંગનાને છાતી સરસી ચાંપતી ) તું આવા વિચારે વધારે દુઃખી શું કરવા થાછ ? આ મનોરમા ત્હારે માટે શું નહિ કરે ? તું એકવાર ડાહી થા; ત્હને મનોરમાના સમ. કાળજાને ખેંચી રાખીને દૃઢ કર. વહાલી સખિ ! ધીરજ ધર. દુઃખના ડુંગર નીચે દબાઇ ગયેલી ત્હને તું વિશ્વમાં એકલી પડી ગયેલી લાગતી હઇશ; પણ હજી ત્હારી પાછળ ભટકનાર, ત્હારે માટે પ્રાણ અર્પનાર ત્રણ જીવ વસે છે.

**દેવાંગનાઃ** ( મીચાયલાં નયન સ્હેજ ઉઘાડતી ) તે .....કયા ?

**મનોરમાઃ** હું, જગતસિંહ ને તિલોત્તમા.

**દેવાંગનાઃ** ( સહજ આશાનાં ફૂટેલાં અંકુર હીમથી કજળાઈ જાય તેમ પાછી નિરાશામાં ડૂબી જતી. )

સખિ ! બેજ કહેને (?) ત્રણ કેટલા સમય માટે ? હવે તો વૈધવ્ય વાટ જોતું બારણે આવીને બેઠું છે. ભાલમાંનો સૌભાગ્ય કુમકુમચંદ્ર વિરાજતાં વારજ ઝાંખો થઇ ગયો છે. એવાતનનાં આભૂષણો સરી પડતાં પડતાં મ્હારી ચિકિત્સા જોવા પુરતાંજ અટકી રહ્યાં છે.

**મનોરમાઃ** સખિ ! એમ ન બોલ. માધવની મહત્તાને ત્હારી ક્ષુદ્ર બુદ્ધિથી ના તોલ.

**દેવાંગનઃ** પ્રભો ! પ્રભો !

> જીવ્યાનું નથી કામ, સખી શીદ આણી સાલે,
> જીવાડજે મુજ શ્યામ, દયા જો કંઇ ઉભરાયે.

સખિ ! સખિ ! ઓ મ્હારી વ્હાલી સખિ ! ઓ બ્હેની ! ( ધક્કો મારી ) જા......જા.......જા......અહીંથી જા, વ્હેલી થા. જા અહીંથી સિધાવ, કોઇ રીતે જા, પિયુને બચાવ. ( ગાંડા જેવી થઇ ગયેલી રોવું હાથમાં ન રહેતાં કોટે વળગતી ) હું શું કરૂં ! મ્હને કંઈ કહે તો ખરી ?

મનોરમાઃ બ્હેન ! બ્હેન ! બ્હેન ! આ શું ? આવી છેક પોચી ? મુઆં અમે બધાં તોઃ પણ પરમેશ્વર તો ત્હારો મટી ગયો નથી ને ? (વાંસાપર હાથ ફેરવતી)

ગાયન*

મનોરમાઃ બ્હેની મ્હારી, સરજી તુજને, સતીપદને ધરવા;
દેવાંગનાઃ બ્હેની મ્હારી, સરજી મુજને, દુઃખની કચ્ચરવા;
ઈશ્વર ઈચ્છા એવી બની તો, લાગે કોણ ઉપાય,
ઉલટી સરિતા પડે ગગનપર, ક્યાં જઈ ઠરૂં ઉર
લ્હાયરે—બ્હેની૦

મનોરમાઃ સદ્‌ગુણ કાજે કષ્ટ પડે તે, કલ્પક કેરી છાંય;
અંતે સુખ ઈંદ્રાદિથી અધિકું, સતી નારીને થાયરે.
હો—બ્હેની૦

દેવાંગનાઃ ખોટી આશા, ખોટી અભિલાષા, ખોટી પ્રભુની સહાય;
ખોટું જીવન સમજે તદપિ, જીવ ન જડ હજી જાયરે.
હો—બ્હેની૦

મનોરમાઃ બ્હેન ! હવે કાળજુ કઠણ કર, ઇશ્વરનું સ્મરણ કર.

દેવાંગનાઃ (ચમકતી) એટલે શું ? હું જીવીશ એમ ? નહિ નહિ. વૈધવ્ય સ્વીકારી ઇશ્વરસ્મરણ કરવાનું તું મ્હને કહેવા આવી છે ?

મનોરમાઃ ના, ના. લે આ વસ્ત્રાલંકાર, ઝટ અહીંથી સિધાવ.
(ઝભ્ભો ઉતારવા માંડે છે.)

દેવાંગનાઃ (એકદમ હબકતી) હેં અ ? તું શું કહે છે ? શું હું અભાગિયણ સ્વાર્થી બની મ્હારા દૈવના કોપનું બલિદાન ત્હને કરૂં ? ના......ના......એમ તો કોઇ દિવસ નહીં બને.

તાત કોપને નવ હદ રહેશે, ક્રૂર થઇ શીર પર કરવત વ્હેશે;
બ્હેનડી મ્હારી અહા કયમ રહેશે, જીવતી જાતરખી જગ રહેશે ?
પ્રીતી સુખ ત્હને નવ લેશ, મ્હારો પૂર્ણ કર્યો મ્હેં વેશ;
મોંઘિરૂં તુજ જીવન બ્હેન ! મ્હારે તો નથી કંઇ સુખચેન.

* રાજા હરિશ્ચંદ્રના "પ્યારા હમારા...આગ્યા જાને જી" ની ઢબે.

મનોરમા ! એ ત્હારો વિચાર તદ્દન અયુક્ત છે. માંડી વાળ.

**મનોરમા:** ( ફીક્કું હસતે )

> સખિ ! તુજ પ્રિયતમ માઘરો, જન્મ ધરી તુજને વરી;
> સ્વામી મળશે સુખી થજે, પછી સંભારજે ખરી.

**દેવાંગના:** બ્હેન ! હું એવી પાપી અવગુણીયણ છું કે ત્હને સંભારૂંએ નહિ ? હા દૈવ ! ત્હારી ગતિ અકલિત છે.

> મોકલી કદિ તાત દેશે, ગુરુના આશ્રમ વિષે;
> કોમળી આ કાય ત્હારી, વાયુ વૃષ્ટિ વેઠશે !
> પુષ્પશૈયામાં સુનારી, કંટકે કયમ ચાલશે ?
> છાંયથી ડરનારી બ્હેની ! વાઘ વરૂ વન, શું થશે ?

**મનોરમા;** બ્હેન ! એવી એવી વાત ના કરીશ.

> વને વરીશ વનમાળીને, રક્ષણ કરશે રામ;
> તપ વ્રત પુણ્ય ત્હને દીધે, થશે મ્હને આરામ.

બ્હેન ! હવે ઘણો સમય થઇ ગયો છે. માટે ચાલવા માંડ.

**દેવાંગના:** તુંજ ચાલી જા- મ્હને શા અર્થે કહે છે ? જીવીને પે કપાળમ! તો કાળીટીલીજ છે ને ?

**મનોરમા:** ( હાથ પકડી મુખ પોતા તરફ કરી, નેત્રથી નેત્ર મિલાવીને ) ત્હારે જે કહેવું હોય તે કહે. આજે હું નથી માનનારી. આજ સુધી ત્હારા અસંખ્ય આદેશો શિરોવંદ્ય ગણ્યા તો એક દિવસ ન માનું તો શું તે અક્ષંતવ્ય અપરાધ ગણાય ? મ્હારા પર જો ત્હારો પ્રેમ સત્ય હોય, કંઇ પણ મ્હેં ત્હારી સેવા કરી હોય તેનો બદલો વાળવાનો ત્હારો ધર્મ તું સમજતી હોય તો આટલી મ્હારી વિનતિ સ્વીકાર.

**દેવાંગના:** ( સ્વગત ) શું હૃદય ! શું વહાલ ! કેવુ સ્વાત્માર્પણ ! કેવું સખીમય જીવન ! રમાપતે ! તું આવા જીવનનું રક્ષણ નહિ કરે તો જગતમાં ખોટ પડી નહિ જાય ? ( મનોરમાને ) વહાલી સખી ! ત્હારી ઇચ્છાને આધીન થાઉં છું. પ......ણ, આપણ બન્નેથી ચાલી જવાય એમ નથી (?)

**મનોરમાઃ** નથી. મહા શ્રમે દ્વાર રક્ષકની નજર ચુકાવી આવવા પામી છું. સંશયયુક્ત વાત થતાં આપણે બન્ને માર્યાં જઇએ તેમ છે. બધી વાત ભૂલી જા, જવાને તત્પર થા.

**દેવાંગનાઃ** બસ એમજ ! આ ત્હારી ખોટી હઠ છે હાં !

**મનોરમાઃ** ત્હેનો વિચાર ત્હારે કરવાનો નથી. અત્યારે તો હું કહું તેમજ ત્હારે કરવાનું છે. મ્હેં અને તિલોત્તમાએ કંઇક યોજના કરી છે અને તેમાંનો આ એક વિભાગ છે.

( દેવાંગના અસંતોષથી શિર હલાવ્યા કરે છે. )

**મનોરમાઃ** ( ખોટી આશા આપતી ) તું ગઇ એમ જાણી, મ્હારો કારાગૃહવાસ નિરર્થક માની, ગંભીરસિંહજી મ્હને જરૂર મુક્ત કરવાના. અમે કહીએ તેટલું ત્હારે કરવું. જા બ્હેન ! સિધાવ.

**દેવાંગનાઃ** તું કહે તે ખરૂં. લે, જાઉં છું ત્યારે. છેવટની મ્હને ભેટી લે.

ખોટી કોટી જનની તણી, ખોટી કોટી પિતુ સાથ;
દેની કોટી મુજ બ્હેનડી, ભરી લે મુજથી બાથ.

( બન્ને પરસ્પર ભેટે છે. )

**મનોરમાઃ** ( દેવાંગનાનાં અશ્રુ લ્હોતે ) બ્હેન ! આમ અશ્રુધારા ન ચલાવ. ધૈર્યહીન ન બન સાવ. ઇશ્વર કૃપાએ સુણાશે રાવ, આ જગતમાં મળી ફરી લઇશું પ્રીતિરસ લ્હાવ.

**દેવાંગનાઃ** બ્હેન ! અત્યારે તો એ સ્વપ્નવત્ છે.

**મનોરમાઃ** જા, જા, હવે જા. હવે નીકળ અહીંથી.

( ન ખસતી દેવાંગનાને ધક્કો મારે છે. )

( સ્વગત )

સર્પે ડસેલ પતિને, સતી ઘાવ મારે,
ધકકેલવું ત્યમ લખ્યું કરમે મહારે;
તિલોત્તમા જગત ક્યાં, કહીં આ જવાની,
આધાર કોણ ત્રણનો, વિણ તું ભવાની.

**દેવાંગનાઃ** ( મહા પ્રયત્ને ધૈર્ય લાવતી ચાલવા માંડે છે. જતે જતે. )

ત્યાગે વૃથા સમજીને સ્વજનો ગયાને,
ત્યાગું મરેલી પણ હું, સખી આમ શાને;
શાને ઘડયાં હૃદયમાં, પ્રીત ક્રૂરતાને,
વિશ્વે રહ્યું વશ થવું, વિપરીતતાને.

( દેવાંગના ધીમે રહીને ચાલવા માંડે છે; પણ એટલામાં આવતાં માણસોનો પગરવ સાંભળી બાજુમાં સંતાઇ જાય છે. )

( ગંભીરસિંહ પોતાનાં માણસો સાથે આવે છે. )

ગંભીરસિંહ: ( ઉંઘણશી અફીણી પહેરેગીરને લાત મારી ) જોરાવરસિંહ !

પહેરેગીર: ( ચમકીને ઉભો થઈ જાય છે. પાસેનો હુક્કો ભાગી જાય છે. તેના કકડા વીણતો વીણતો મહા પ્રયત્ને જોર લાવી ઉંચે સ્વરે ) જી મહારાજ ! હુકમ ?

ગંભીરસિંહ: જોરાવરસિંહ !

જોરાવરસિંહ: જી મહારાજ ! જી મહારાજ ! જી મહારાજ !

ગંભીરસિંહ: સાંભળો. પેલા દુષ્ટ ચંડાળનો તો વધસ્થાને વધ થઇજ ગયો હશે. આ છકેલી છોકરીને મ્યાનામાં બેસારી એકદમ અગમ્ય ગુરુના આશ્રમે મૂકી આવી તેમને સ્વાધીન કરો.

જોરાવરસિંહ: ખહુ સારૂ સરકાર પ...ણ કુંવરી સાહેબને કંઇ બે બોલ શિખામણના કહેવાના હોય તો પ......ધા......રો.

ગંભીરસિંહ: ચુપ મૂર્ખ ! આ ગંભીરસિંહ જેવી કુળની આબરૂ ધૂળમાં મેળવનાર કુમારીનું મ્હોં નહિ જુએ.

( હુકમ આપી ચાલવા માંડે છે. )

દેવાંગના: ( સ્વગત ) ક્રૂર ! પાષાણ ! લોહવજ્રથી પણ અધિક કઠિણ હૃદયના પિતા ! પિતાના નામને લજાવનાર પિતા ! ત્હમે ત્હમારી પુત્રીને વૈધવ્યની શિક્ષા કરી ચૂકયા ! ત્હમને ત્હમારી સંતતિની પરીક્ષા નથી, તો મ્હને પણ સંસારમાં જીવવાની ઇચ્છા નથી.

( પાસેની નદી સામે જોતી )

સુતા સ્વીકારી લે સરિતા મા, પરોપકારે પુણ્યવતી,<br>
કાળા વનમાં સહ સંચરજે, ગયા માર્ગ જે મુજ પતિ;<br>
પતિ સહ વસવું પ્યારૂં લાગે, પાછી ન તીરે નાખી જતી,<br>
પ્રાણ હરી પલમાં સુખ દેજે, લાવ દયા હું રંક મતિ.

(નદીમાં પડે છે. નદીમાં ડૂબકાં ખાતી ગંભીર સ્વરે રટે છે.)

જગત્...નાથ ! જગત્...નાથ !! જગત્...નાથ !!!

( દેવાંગનાના મુખપર સર્ચલાઇટ* પડે છે. )

---

* લાઇમ લાઇટ.

## પ્રવેશ ૩ જો.

[ સ્થળ: શશિકલાનો બંગલો. ]

---

**શશિકલા:** ( સ્વગત ) હવે તો આ શશિકલાને સોનાનો સૂરજ ઉગ્યો; તથા યૌવનનોપભોગનો ચંદ્ર પૂર્ણીમાએ પૂગ્યો,

**જમાલ:** ( સ્વગત ) અબે ફૂટી અક્કલ! પૂનમકી પીછે અંધેરા, અબ ઉઠ જાયગા વિષયસિંહકા ડેરા.

**શશિકલા:** રાજકુમારે કોણ જાણે કેવીયે ભુરકી નાંખી કે હવે તો બધુંયે રહે છે સાંખી, વૃદ્ધ નર ને નવલી નાર, સુખી થવાનો હોય વિચાર, તો એમ રાખવું કે આ કાને સાંભળ્યું ને આ કાનથી બ્હાર; ઘડપણ પાળે છે ઘરની, ફોગટ શી મારામાર. (?)

**જમાલ:** ( પ્રેક્ષકને ) સુનો. અવલ બાત તો યેહી હય કે બુઢ્ઢે હોકે વૈસી શાદી નહીં કરના.

**શશિકલા:** પણ હવે સંકટ આવ્યું છે. રાજકુમાર સાહેબનો અભ્યાસ પૂરો થઇ ગયો છે અને તેમના પિતાશ્રી તેમને યુવરાજપદ સ્વીકારવા આમંત્રે છે. હવે કેમ ગમશે ?

**જમાલ:** ખુદાને બડા શોચ કરકે નિરાધાર પંખીયોંકી કમર પરકી પંખમેં ઔર વફાદાર ઔરતકી સાંપ જયૈસી ભમરકે ડંખમેં, બડી તાકાત રખ્ખી હય. ઔરત એક બખ્ત ઉંમરકી બ્હાર ગયી તો ફીર સમઝ લો રેલ્વેકા થર્ડ ક્લાસ પાખાના.

**શશિકલા:** પણ આટલી બધી દિલગીરી શાને માટે? કંઇક રસ્તો કાઢું. કોઇ રાજાને ઘેર જન્મી નથી એટલીજ ખામી છે ને? ( કંઇક વિચાર જડતાં ખુશી થતી ) હા, ઠીક; ઉઠાડવા જાઉં છું. ( વિષયસિંહને) મ્હારા રઢિયાળા રાજકુમાર! ઉઠો. ઘણો વખત થયો.

**વિષયસિંહ:** ( પ્રેક્ષકને ) હા, મ્હારાં નખરાળાં ઠકરાણુંશીપ* ઉમેદવાર! ઉઠીયે છીએ. આયે ડર્ટી ડફ્ફરજ છે ને? જેને પરદેશ, પરધન અથવા પરસ્ત્રીની સફર કરવી હોય તેને સૂવું કેવું? ઠીક છે.

---

* શીપ=પદ્વિ.

પડયા પડયા સાંભળીયે છીએ ને જોઇએ છીએ કે બેરોમીટર કયાં સુધી ચઢે છે. એ તો ઠીક છે. 'ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન,' બેઠા કરતાં બજાર ભલું, બાકી શું ક્ષત્રાણિયોનો તોટો પડી ગયો છે? કે રૂપરંગ આવીને આ બંગલાની બુખડીમાં ભરાયું છે? કે છે શું? ઠીક જરા ઉડાવીયે.

( શશિકલાને ) વહાલી ! હું તો ત્હારૂંજ ધ્યાન ધરી રહ્યો છું રાતમાં સ્વપ્નાં આવે છે તેય ત્હારાં અને તેય કેવાં? જાણે મ્હારા રાજમહેલમાં બેઠો છું. ત્યાં ત્હારી છબી સામે જોઇ જોઇને, રોઇ રોઇને છબીના કાગળનો લોચો થઇ ગયો છે ને હોયે ત્હારો કાગળ નથી આવતો. એટલામાં હું ફાંસો ખાવાની તૈયારી કરૂં છું ને એટલામાં પકડાઇ જઉં છું ને તેથી લાજી, બધાં ગયાં એટલે બારીમાંથી હું પડતું નાખું છું ને એટલામાં આંખ ઉઘડી ગઇ.

**શશિકલાઃ** વહાલા ! વહાલા ! આવો મ્હારો અણુવિશ્વાસ! તમે તો ત્યાં કંઇ કંઇ રાણીયોના વિલાસમાં મ્હને ભૂલી જશો.

**વિષયસિંહઃ** ( પ્રેક્ષકને )

"Both incombustible hearts."

( બેયનાં હૃદય ગોદરેજમેક* છે એટલે કોઇ કોઇને ટપે એમ નથી. )

( શશિ૦ ને ) અરે ! એમ તે હોય? આ જન્મારામાં તો ના બને; પણ હવે તો ત્હારી પણ એક પરીક્ષા કરવી છે, કે તું પ્રેમ ખાતર કેટલે અંશે સ્વાર્થત્યાગ કરી શકું એમ છે ?

**શશિકલાઃ** શું ? કહો.

**વિષયસિંહ** મ્હારી સાથે મ્હારા રાજ્યમાં રહેવા તૈયાર છે? પહેલાં કુમારી છે એવી વાત ચલાવીશું ને પછી બસ બીજું શું? ( હાથમાં હાથ મિલાવે છે. )

**જમાલઃ** ( પ્રેક્ષકને ) દેખા યે જુઠ્ઠા.(?) બાટતા હય લૂંટકા સરંજામ ઔર હથિયાર હય બુઠ્ઠા.

---

* મેક=બનાવટ.

શશિકલાઃ ( દિલગીરીનો ઢોંગ કરતી નિશ્વાસ નાંખતી ) બીજું ગમે તે કહો. મારો પ્રાણ આપવાને તૈયાર છું. ( જોરથી ) આપને માટે મ્હારી જાત વેચી નાંખવા તૈયાર છું.

વિષયસિંહઃ ( પ્રેક્ષક સામું જોઇ ) મફતે લે કોણ ?

શશિકલાઃ વહાલા ! તમેજ વિચાર કરો. હું ઘરબાર છોડીને શી રીતે આવું ? દુનિઆને શું મ્હોં બતાવું ?

જમાલઃ ( સ્વગત ) બસ, બસ ખલાસ હો ગયા. શાહજાદે સાબ વહાંસે બાત બંધ કરો. કયા ઢોંગ મચા રહી હય ?

વિષયસિંહઃ ઠીક ત્યારે, એ તો હું ધારતો જ હતો. ત્હમારી મરજીના અમે કંઇ માલિક છીએ !

શશિકલાઃ વહાલા ! ત્હમારૂં દિલગીરીભરેલું ખિન્ન વદન હું જોઈ શકતી નથી. આપ સમજો તો તો ઉત્તમ છે; પરંતુ આપનો નિશ્ચયજ હોય તો હું અંતઃપુરની એકાન્ત શિક્ષા ભોગવીશ.

વિષયસિંહઃ ( પ્રેક્ષકને ) જોયો ! Her Highness ( રાણી સાહેબ ) થવાનો શૉખ !

શશિકલાઃ તન–મન–ધનની ખુવારી થશે, હજારો સંકટ પડશે પણ હું તો આવવાની.

વિષયસિંહઃ ( પ્રેક્ષકને ) નમાજ પડતાં કોટે વળગી પડે એવી સુંદરીયા–મશીદ છે ને ? ( શ૦ ને ) બસ, વાહ, શાબાશ. ત્યારે તો આપણે જીંદગીભરની મોજ.

વિષયસિંહઃ ( જમાલને ) લાવ હવે આ બંગલામાં છેલ્લી વહેલી મોજ ઉડાવી લઇએ. લાવ પેલા કબાટમાંથી.

( જમાલ વ્હીસ્કીની બાટલી લાવે છે. બન્ને એક બીજાને પાતાં પાતાં ગાય છે. જમાલ પોતાની લાંબી ટોપીને સારંગી જેવી ટેકવીને વિષયસિંહની વૉકીંગ સ્ટીક વડે સારંગીની પેઠે વગાડે છે. )

### ગાયન–રાગ હમીર.

વિ૦ ઓ પ્યારી, તું પર જાઉં વારી.
શ૦ ઓ પ્યારા, તું પર જાઉં બલિહારી.
વિ૦ પ્યારી પ્યાલી, બાથ ઘાલી, નાથને પિલાવી દે.
શ૦ ત્હારી વ્હાલી ! હાથ ઝાલી, દે છે ગટગટાવી લે.
જમાલ હમકુ દે, દેતા હું ગારી, ઠગારી.
શ૦ તું પર જાઉં બલિહારી
વિ૦ ઓ પ્યારી....................

( વિષયસિંહ અને શશિકલા અંદર જાય છે. )

(પ્રધાનાધ્યાપક મહાશય આવી પહોંચે છે. દેખાવ જોઇ ચકિત થઇ જાય છે. દીગમુઢ બની સંતાઇને બાજુપર ઉભા રહે છે. )

જમાલઃ નહિ મળે આવો પીનારો ફરી ફરી. ( બાટલે બાટલા કાઢતો પીતો ચારે બાજુએ ઢોળતો ફરી વળતો " નહિ મળે આવો પીનારો ફરી ફરી " બકતો ચાલ્યો જાય છે. )

( પ્રધાનાધ્યાપક એકદમ ગુસ્સામાં આવી જઇને ટેબલ ખુરશીઓને દશબાર લાતો મારે છે. ખુરશી ટેબલ પડી જાય છે. 'હજી મારીશ,' કહીને બીજી પાંચ સાત લાતો મારે છે. )

પ્રધાનાધ્યાપકઃ ( પ્રેક્ષક આગળ આવી મોટો ઘાંટો કહાડી મહાદુઃખમાં ) મ્હને ખબર નહિ, બાકી બાટલીમાં ઝેર ભરી રાખત ઝેર ! આ એને હાથ ઝાલીને પાઈ ને હજારો માણસો વચ્ચે અમારો હાથ ઝાલેલો તે ખોટો ? ( " અરે રામ રામ રામ " કહી પડી ગયેલાં ખુરશી ટેબલને પાછાં ગોઠવે છે ને આજુબાજુ જોઇને ) " બહુ ભાગ્યું નથી, આઠ બાર આના ખરચ થશે. (જોરથી) થવા દયો થવા દયો. (પ્રેક્ષકને) ગુસ્સો આવે ત્યારે હું સગા બાપનોયે નહિ. ( ખુરશી ઉપર બેસે છે. લમણે હાથ મૂકીને નીચું જોઇ રહે છે. થોડીવારે માથું ઉંચું કરીને ) પણ અલ્યા ભાઈ ! ભૂલતા તો નથીને ? " નહિ મળે આવો પીનારો ફરી ફરી " કરીને ગયો એની આંખ કાણી હતી કે કેમ ? Yes (હા), એ જમાલ એ વાત નક્કી. બીજો પુરુષ તે વિષયસિંહ ખરો.

કે નહિ ? તે વિષયસિંહ ખરો, ખરો. હવે, ' નહીં મળે આવી પાનારી ' કહેનારી આપણાવાળી ખરી કે નહી ? ( પ્રેક્ષક સામે ખાસ જોઇ ) અહીંજ ગાડું ઘાંચમાં પડયુહ્ (થોડીવારે) એમ ના બને, કે વખતો વખત સાંજના ૭ થી ૯ વાગ્યા સુધી બંટર સાહેબને ત્યાં Comparative philosophy of religion ( તુલનાત્મક ધાર્મિક તત્ત્વજ્ઞાન ) શીખવા જાય છે તેમ ગઈ હોય ને આ બન્નેયે તેની ગેરહાજરીનો લાભ લઇ મ્હારા મકાનને સંકેતસ્થાન બનાવ્યું હોય ? (થોડીવારે) ભાઈ ! 'સાહસકર્મ કર્યાં થકી હોય હર્ષનો નાશ.' વખત છે, વખતે એમ પણ બન્યું હોય કે રીલીફ ફંડના ખેલનું રીહર્સલ ( આ પાઠ ) કરતાં હોય તો ? વખતે બીચારીને આ દુષ્ટ લોકોએ હીપ્નોટાઇઝ (જાદુવિદ્યા) કરી હોયને આ એક ફીટજ કરાવતા હોય તો ?

( નોકર કંઇક કામ અર્થે આવે છે. )

( બૂમ પાડીને ) રામા ! ત્હારાં શેઠાણી ઘરમાં છે કે બ્હાર ? બ્હાર ગયાં હોય તો કહે. ( ઉતાવળો બોલતો ) કયાં ગયાં છે, કયારનાં ગયાં છે, કેમ ગયાં છે, કોને ત્યાં ગયાં છે, કોણે બોલાવ્યાં છે, કેવી રીતે ગયાં છે, કયે રસ્તે ગયાં છે, કોને પુછીને ગયાં છે, બોલ બોલ બોલ; ઝટ ઝટ ઝટ.

**નોકર**: સાહેબ ! આજે તો બાઇસાહેબ બ્હાર ગયાંજ નથીને !

**પ્રધાનાધ્યાપક**: હવે તો જરાયે ભૂલતા નથી. બાકી અત્યાર સુધી ભૂલ્યા એમ ખરૂં. પણ હવે કરવું શું ? છે બેય એવા કે મ્હારાં તો સોયે વરસ પૂરાં કરી નાંખે.

( ડૉકટર રૉય આવે છે. )

**ડૉકટર**: કેમ મહાશયજી ! કંઇ ઉંડા વિચારમાં પડી ગયા છો ?

**પ્રધાનાધ્યાપક**: ( થોડીવારે સામું જોઈને ) કહો ડૉકટર સાહેબ ! અક્કલ બડી કે તલવાર ?

**ડૉકટર**: ( આજુબાજુએ નજર ફેરવતો ) સબસે બડી અક્કલ, તેથી ઉતરતી તલવાર. પણ જો બેયને માટે બુધવારીયા કોરટમાં નામ નંધાવ્યું હોય તો તો સૌથી સરસ ગમ. ગમ ખાનાર જોયા હોય છે ને ? કેવાં ખાધાપીધા વગર જાડા થયેજ જાય છે ? પણ આ સવાલનું કારણ શું છે ? વાત કરોને મન મૂકીને ? મ્હારે ને ત્હમારે કંઇ જૂદાઇ છે ?

**પ્રધાનાધ્યાપક:** શું કહ્યું ? જરા પેલા હૉલમાં નજર કરો.

**ડૉક્ટર:** ( ચમકતો ) શું છે ? શું છે ? ( તે બાજુ જાય છે. )

**પ્રધાનાધ્યાપક:** ( પાછળ પાછળ જાય છે. ડૉક્ટરના ખભા ઉપર હાથ મૂકી લ્હેનું મ્હોં પોતાના તરફ ફેરવીને ) કાળ ચઢી જાય તો કહેજો. આપણે ત્યાં સાધન છે. સમજ્યા ? તરવારે છે ને પીસ્તોલે છે.

**ડૉક્ટર:** ( ચમકતો ને પાછો ફરતો ) એ તો સમજયો. શું જોવાનું છે એમાં ? અમે તો કેદહાડાનું જોઇ મૂકયું છે.

**પ્રધાનાધ્યાપક:** પણ જુઓ તો ખરા ? મ્હને તો હાડોહાડ લાગી ગઇ છે. બસ, મારૂ કે મરૂ.

**ડૉક્ટર:** મારવાનું રહેવા દો. મરવાનું નક્કી કરો તો "વીલ" (વસિયતનામું) રજીસ્ટર કરાવ્યા પછી આવજો. એક પીલ (ગોળી) આપીશું તો બેડો પાર.

**પ્રધાનાધ્યાપક:** ( દાઢીએ હાથ મૂકીને ) તમે જડ જેવા છો. તમારે ઠેઠ સુધી મશ્કરીજ. ( ગુસ્સામાં આવી જઇને ડૉક્ટર સામું જોઇને ) આતે હસવાની વાત છે ? સાળાને પકડો, મારો.

**ડૉક્ટર:** ( એક ખુરશીપર બેસી જઇ પગ હલાવતે હલાવતે ) અરે મારો શું ? ઠાર કરોને ! પાણ જે તે ત્હમારે હાથે થવા દયો. આપણે તો એક થપ્પડનું ઘરાક.

**પ્રધાનાધ્યાપક:** ( ચીઢાઇ જઇને ) ત્યારે એમજ બસી મરોને કે " હું બાયલો–નામરદ છું ?"

**ડૉક્ટર:** (સ્વગત) એમજ. (પ્રધાનાધ્યાપકને) નામર્દ જરીયે નહીં ( હાથ ઝાલી ખુરશીપર બેસાડી ) જુઓ. જરા ઠંડા પડો. સાંભળો એ તો રજપૂત. સમજયા ? એ તે કંઈ એજ્યુકેશન ( કેળવણી ) ની માલેસીવાળું ઘેટુંખકરૂં જોયું ? આપણે કયાં લડાઇમાં ઉતર્યાં છીએ કે આપણી નામરદ તરીકે અપકીર્તિ થવાની છે ? ને વધારે ઓછું કરવા જઇએ તો જીવ ખોઇ બેસીએ. પાછો એ છે રાજકુમાર એ પાકું ધ્યાનમાં રાખજો.

**પ્રધાનાધ્યાપક:** ( નિરાશાથી કંટાળીને પલંગપર પડે છે ) ડૉક્ટર સાહેબ ! તલવાર વગર આપણો ઉદ્ધાર નથી. સખસે બડી તલવાર !

ડૉક્ટરઃ નહીં નહીં એમ શું કહો છો ? સબસે ખડી અક્કલ. જુઓ, અત્યારે હમે કે હું મરણીઆ થઇને નવું કે જૂનું કરી બેસીએ તો ફાંસીને લાકડે જીવ ખોઇએ એજ કે બીજું કાંઇ પરિણામ આવે ? પણ ઘરડે ઘડપણે યુવતી નારને ન પરણવાની અક્કલ રાખી હોત તો અત્યારે તલવાર સંભારવી પડત ? સમજો કે એટલુ ભુલ્યા પણ પછીયે આળખતા તો હતા ત્યારે ટ્યુશનને બહાને ઘરમાં પગપેંસારો ન થવા દેવાની અક્કલ વાપરી હોત તો ?

પ્રધાનાધ્યાપકઃ હમારૂ કહેવું ખરૂ છે. પણ હવે કરવું શું ? કોઈ પણ રીતે વેર લીધા વિના મને જંપ નથી વળવાનો. આ તે કંઈ સાંખી રહેવાય એવી વાત છે ?

ડૉક્ટરઃ નહિજ. તમે એમ ન જાણશો કે મ્હનેય હાડોહાડ લાગી નથી, પણ અત્યારે તો ચુપકીજ પકડવી. યુક્તિથી એને ખેદાનમેદાન કરી નાંખીશું. તમે જુઓ તો ખરા ? ( થોડીવારે વીચાર કરીને ) મ્હને એક યુક્તિ સુઝી આવે છે. આપણે બન્નેયે સુજનસિંહ મહારાજ પાસે જઈ ફરિયાદ કરવી.

પ્રધાનાધ્યાપકઃ હા એ ખરૂ. હમે કહો છો એજ ઠીક છે. પણ ઘાટ ખરેખર પાકો ઘડવો, ( વિચારમાં ને વિચારમાં જોરથી ફરવા માંડે છે. એકદમ અટકીને ) " ડૉક્ટર સાહેબ ! હું તો પોલીસને બોલાવી લાવું છું. "

( બહાર નીકળવા જાય છે પણ ડૉક્ટર અટકાવે છે )

ડૉક્ટરઃ ના, ભાઇ ! ના. મ્હારૂં કહ્યું માનો.

( પ્રધાનાધ્યાપક ડૉક્ટરનો હાથ છોડાવી ફરી વિચારમાં ને વિચારમાં જોરથી ચાલે છે. )

પ્રધાનાધ્યાપકઃ ડૉક્ટર સાહેબ ! કૉલેજના બધા માણસોને બોલાવીને એકવાર બતાવી દઉં છું, તેનો તો વાંધો નથીને ?

ડૉક્ટરઃ ( હાથ ઝાલીને બેસાડે છે. ) તમે ઠંડા પડો. બધ્ધું કરીશું. દુનિયામાં કોઇ જાણે નહિ ને પહોંચાડી દઇશું.

**પ્રધાનાધ્યાપક:** હું ઠંડો નથી પડવાનો. મુસલમાન હોત તો તલવાર ચલાવી હોત, યૂરોપિયન હોત તો રીવોલ્વર લગાવી હોત, કાકરડો હોત તો તીર છોડયું હોત, જર્મન હોત તો એરોપ્લેનમાં ચઢીને બોમ્બ ફેંકયો હોત; પણ આર્ય છું, હિંદુ છું, બ્રાહ્મણ છું. હજી મ્હારી દૈવી સંપત્તિ નષ્ટ થઇ નથી. ક્ષમાભુષણ હજી મ્હેં નથી ત્યજયું.

ડૉક્ટરઃ સાચું છે. પણ બ્રાહ્મણે ભેજુ બરાબર કસવું જોઇયે. બ્રાહ્મણોયે બીજા કશામાં નહીં પણ લાડુમાં હક્ક રાખ્યો છે તે ભેજુ Inventive (તર્કશીલ) રાખવા માટે.

**પ્રધાનાધ્યાપક:** ભેજાનોજ ઉપયોગ કરૂં છું તમે જુઓ તો ખરા ?

( કોઈ વિચાર આવવાથી અંદર દોડીને જાય છે અને એક કેમેરા સ્ટેન્ડ લઇને હસતો હસતો આવે છે ને બૂમ• પાડીને પ્રેક્ષકને કહે છે. )

તલવારસેં બડી અક્કલ.

( ડૉક્ટર ખુશ ખુશ થઇ જાય છે ને પ્રધાનાધ્યાપક મહાશયને 'શાબાશ શાબાશ' કહીને તેમનો વાંસો થાબડે છે. પ્રધાનાધ્યાપક આખો રંગભૂમિપર પ્રેક્ષક સામા જૂદી જૂદી દિશામાં કેમેરામાંથી જોતા, કેમેરા ઉચકી ઉચકીને ઘૂમી વળે છે. વગર બોલ્યે લમણે આંગળીના ટકોરા મારી પ્રેક્ષકને આંખના અણુસારા કરે છે. ) "કેમ કેવી અક્કલ છે ? છે ને ?" ( પ્રધાનાધ્યાપક મહાશય બડા આનંદમાં આવી જાય છે ને સીસોટી વગાડતા જાય છે. પ્રેક્ષકને 'સ્ટેડી' ( સ્થિર ) કહી કેમેરા તરફ જાય છે. એકવાર તો પ્રેક્ષકવર્ગ સામેજ કેમેરા ધરે છે. પછી ડૉક્ટર જેમ જેમ ફરતા જાય છે તેમ તેમ તે તે દિશામાં કેમેરા ફેરવતા જાય છે. )

**ડૉક્ટરઃ** મહાશયજી ! આ રમતમાં પેલી બાજી બગડી જશે.

**પ્રધાનાધ્યાપકઃ** બગડી જાય કેમ ?

( દોડતા દોડતા કેમેરા ઉપર જાય છે અને "વન, ટુ, થ્રી." કહીને કેમેરાની સ્પ્રીંગ દબાવે છે ને કેમેરા અંદર મુકી આવી થોડી વારે નેગેટીવ જોતા જોતા બહાર આવીને ડૉક્ટરને તથા પ્રેક્ષકને બતાવે છે. )

**પ્રધાનાધ્યાપકઃ** ( ડૉ૦ને ) કેમ ફાંકડી આવી ગઇ છે ને ? આ મુદ્દામાલ તો ખરોખર હાથમાં આવી ગયો. ખરોખર બાવીશ નકલો કઢાવીશ, બાવીસો કઢાવીશ, પણ છોડવાનો નથી; બચ્ચાજી યાદ કરશે કે એક ઉપાધિયો ગુરૂ મળ્યો હતો.

**ડૉક્ટરઃ** મહાશયજી ! રહેવા દો. એટલી બધી નકલો કઢાવવી. ખરચ બહુ થઇ જશે. ( પ્રેક્ષકને ) આબરૂનું.

**પ્રધાનાધ્યાપકઃ** કહી રહ્યા ત્હમે ? બાવીશ હજાર કઢાવીશ. ત્હમારાથી થાય તે કરી લેજો, છો બધીએ પૂંજીમાં સાથે લાગો પૂળો મૂકાઇ જાય ! હવે ત્હમે ઘેર જઇને તૈયારીઓ કરો. ત્હમારે મ્હારી સાથે સુજનસિંહ મહારાજને મળવા આવવું પડશે.

**ડૉક્ટરઃ** ઓહયસ્ ( હા, હા. ) મિત્ર ! ત્હમારે માટે ગરદન આપવાનો વખત આવે તો તે માટે પણ હાજર છું. ઓલરાઇટ ( ઠીક ) જાઉં છું.

( ડૉ૦ જાય છે. )

**પ્રધાનાધ્યાપકઃ** ( ડૉક્ટર સામે જોતે જોતે ) એ મખ્ખીચૂસ શું સમજે ? બાવીશ લાખ નકલો કઢાવીશ, પેપરોમાં ફોટા છપાવીશ, શહેરે શહેર વ્યાખ્યાનો અપાવી ઠેર ઠેર ફજેત કરાવીશ, દીવાલો પર પેન્ટર બેસાડીશ, ફાળકેની ફીલમમાં આપવા સુધી પણ છોડવાનો નથી. વિષયસિંહ બચ્ચો પણ જાણશે કે મ્હારાય માથાનો ગુરુ મળ્યો.



## પ્રવેશ ૪ થો.

[ સ્થળ: સુજનસિંહ મહારાજનો મહેલ. ]

સુજનસિંહ: રાગ સોરઠ.

આવે જનમ નહિ વાર વાર,
આવે નરજન્મ ન વાર વાર;
કર માલા ધાર, ધર તત્ત્વ સાર— આવે૦
પુત્ર કલત્ર વસુ પશુ બાંધવ, રાજ હસ્તી તોખાર,
સહુ સંપતથી શું થયું, જો જપ્યા ન જગદાધાર.
જન ધન યૌવન પ્રભાવ ગર્વે, મૂઢ રહે ગરકાવ,
વૃદ્ધાવસ્થા દંડ ધરાવે, લે હરિરસનો લ્હાવ— આવે૦

એક મિષોન્મીષમાં મનુષ્યનું જીવન વૃથા વહી જાય છે,
આશાઓ તો અહર્નિશ વૃદ્ધિંગત થતીજ જાય છે.
પોતે અમર છે, એમ મનુષ્યને ઠેઠનો ઠેઠ ભાસ રહે છે,
અર્થાનર્થ, સત્યાસત્યનો વિવેક તો સદા દૂર જ રહે છે.
ન્યાયોપાર્જીત વિત્તમાં વિનોદ વા સંતોષ લેવાતો નથી,
કાન્તા કનકાદિ વિષે મિથ્યાત્વ બુદ્ધિનો ઉપદેશ સ્હેવાતો નથી.
ક્યાંથી આવ્યા, ક્યાં જવું છે, એ વિચાર તો સ્વપ્ને પણ આવતો નથી.
વૈરાગ્ય યા તો વૈભવતૃષ્ણાત્યાગ તો જરીયે ભાવતો નથી.

હવે તો અંતરાત્મા એમ કહે છે કેઃ—માતાના સ્તનપાન વિષે પિપાસા રખાવનારી, ધૂળ માટીમાં રોળાવનારી, વિવિધ રોગોને સ્વાધીન કરનારી પરવશતાયુક્ત બાલ્યાવસ્થા ગઇ. શબ્દ સ્પર્શાદિ પંચ વિષયોરૂપ પાંચ ફેણવાળી વિષય વાસનાના દંશથી મૂઢ બનાવનારી, સુત, ધન, યૌવન યુવતીમાં લુબ્ધ બનાવનારી યુવાની પણ ગઇ. હવે તો ઇન્દ્રિયોને શિથિલ કરનારી, મુખ તથા અંગોને વિરૂપ બનાવનારી, જર્જરિત દેહને લીધે યુવાન પુત્રાદિકના અપમાને વિલાપ કરાવી કષ્ટ દેનારી, રાજ્યલક્ષ્મી પુત્રદારાદિની સ્થિતિ વિષે નિરંતર ચિન્તા કરાવનારી વૃદ્ધાવસ્થા આવી પહોંચી, તે પણ એક વિદ્યુત્‌ના ચમકારા

પેઠે ચાલી જશે; અને "જેવા આવ્યા તેવા ગયા" એ સ્થિતિ થશે. પ્રધાનજીને પુત્ર તથા રાજ્ય સોંપી પ્રભુચિન્તન તથા આત્મોન્નતિનો માર્ગ ગ્રહણ કરવો.

**પ્રતિહારઃ** મહારાજ! આપના દર્શનાર્થે પ્રધાનજી પધારે છે.

**સુજનસિંહઃ** સત્વર પ્રવેશ કરાવ. ( પ્રધાનજી આવે છે. )
( પ્રધાનને ) આજે હું ત્હમને એક નવીનજ વાત સંભળાવવાની ઇચ્છા રાખું છું.

**પ્રધાનઃ** સેવામાં દાસ તૈયાર છે.

**સુજનસિંહઃ** હવે રાજકુમારને આમંત્ર્યા છે. ત્હમે તેને ને રાજગાદીને સંભાળો.

**પ્રધાનઃ** અને આપ?

**સુજનસિંહઃ** હું ભગવત્ભજન કરીશ, સંતસમાગમ કરી કથા વાર્તા સુણીશ, પવિત્ર તીર્થોમાં પર્યટન કરી પાપ મળને ધોઇશ. ગંગાસ્નાન કરી પ્રાતઃકાળે ગંગાજળથી શંકરની પૂજા કરીશ, ધૂર્જટીનું ધ્યાન ધરીશ, આત્મ અનાત્મનો વિવેક કરીશ અને ઇશ્વરની ઇચ્છા હશે તો અંતે વૈરાગ્ય સાધી, જ્ઞાન ગાંઠે બાંધી; સંતજનોની કૃપાથી ભક્તિવાન્ બનીશ.

**પ્રધાનઃ** આપનો આશય સ્તુત્ય છે; પરંતુ રાજકુમાર હજી બાલક છે.

**સુજનસિંહઃ** નીચ મન અને વૈભવતૃષ્ણા આવાજ કંઇ મિષથી ઉન્નતિમાર્ગે વહવાનો મનુષ્યનો ઉત્સાહ ભાગી નાખે છે.

**પ્રતિહારઃ** મહારાજ! રાજકુમાર વિદ્યાલયના પ્રધાનાધ્યાપક અને તેમના મિત્ર ડૉ૦ રૉય આપનાં દર્શનની રજા માગે છે.

**સુજનસિંહઃ** ( સ્વગત ) ખરેખર છે. વિષયસિંહને લઇને મ્હેં લખ્યા પ્રમાણે આવ્યા હશે.

( પ્રતિહારને ) જા, તેમનો સત્વર પ્રવેશ કરાવ.

( ડૉક્ટર, પ્રધાનાધ્યાપક તથા જમાલ આવે છે. )

**સુજનસિંહઃ** કેમ સર્વે છો ને કુશળ?

**જમાલ:** ( પ્રેક્ષકને ) ક્યા પૂછના કુશલ, યે તો લાયે હય મારનેકા મુશલ. રાજકુમાર સાહેબ થોરા કુછ સમઝ ગયા હય, તો પાઉં ઢીલે હો ગયે હય. ધીરે ધીરે પીછે આતે હય.

**ડૉક્ટર તથા પ્રધાનાધ્યાપક:** હાજી, આપની કૃપાયે.

**સુજનસિંહ:** રાજકુમાર વિષયસિંહ ક્યાં ગયા ? શું ન્હારોન્હાર તેમનાં માતાજીને દર્શને ગયા ?

**પ્રધાનાધ્યાપક:** ( સુ૦ને) કુમાર સાહેબ અમારી સાથેજ પધાર્યા છે. હમણાંજ આપના દર્શનાર્થે આવી પહોંચશે.

( ડૉ૦ તથા પ્રધાનાધ્યાપક વેગળા જઇને કાનમાં ગુસપુસ વાતો કરે છે. છેવટે આવીને ખુરશીપરથી ઉભા થઇને બોલવા માંડતે માંડતે પ્રધાનાધ્યાપક ફરીને ડૉક્ટરને બાજુ પર લઇ જાય છે. )

**પ્રધાનાધ્યાપક:** કેમ આમજ કહીશું ને ? મહારાજાધિરાજ અમે આપને ઘણાજ રીગ્રેટફુલી ( દીલગીરીથી ) અમારૂં ગ્રીવન્સ ( દુઃખ ) રીડ્રેસ એટલે કે નિવારણ કરવા આવ્યા છીએ કે આપના......કેમ એમજ કેની ? ( ડૉ૦ "એમજ" કહી પ્રધાનાધ્યાપકને આગળ ધક્કેલે છે. )

**પ્રધાનાધ્યાપક:** ( સુજનસિંહને ) મહારાજ ! અમે આપને દીલગીરીભરેલી રીતે.........

**ડૉક્ટર:** ( ચ્હીડાતો ) ધીરાજ રહી ગયું ખરૂં !

**પ્રધાનાધ્યાપક:** અમારૂં દુઃખ આપની પાસે રીડ્રેસ ( દૂર ) કરાવવા આવ્યા છીએ, કે આપના રાજકુમાર.........

( પ્ર૦ ડૉ૦ સામું જુએ છે. )

**સુજનસિંહ** શું છે ? શું છે ? જે તે જલદી કહો. શું શિકાર કરતાં કોઇ સિંહ વાઘના પંજાથી ઘાયલ થયો ? શું થયું શું થયું ?

**ડૉક્ટર:** નહિ, નહિ મહારાજ !

**પ્રધાનાધ્યાપક:** (પ્રેક્ષકને) લે. એની એ ભૂલ. મહારાજાધિરાજ બોલવાનું રહી ગયું. ભાઇ મ્હારી ભૂલ કહાડતા હતા.

**ડૉક્ટર:** તેઓ સહિસલામત છે પણ તેમણે બીજા શહેરીજનોની સહિસલામતી તથા શાન્તિને ઉપદ્રવ કર્યો છે.

**સુજનસિંહ**: શી રીતે ?

( ડૉક્ટર ખસી જઇ પ્રધાનાધ્યાપકને આગળ કરે છે, પ્રધાનાધ્યાપક ડૉક્ટરને આગળ કરે છે. )

**સુજનસિંહ**: ( ચ્હીડાતો ) જમાલ ! આ શું છે બધું ? ઝટ બોલ.

**જમાલ**: હઝુરકો સબ બાત યહ પેટીકે ભીતર દેખનેસેં માલૂમ હો જાયગી.

**સુજનસિંહ**—અરે ! પણ તમે બન્ને કેળવાયલા હોવા છતાં કેમ ચોકખી હકીકત કહી દેતા નથી ?

( સુજનસિંહ ગુસ્સે થાય છે, પગ ઠોકે છે. )

આ તો કેળવણી પામેલાં ઘેટાં છે. મ્હોંએથી કશું નહિ બોલે. એને કોઇ મારી નાખે ! પેટી ઉઘાડો.

( સેનાપતિ વિષયસિંહનો ફોટો તથા ડાયરી પેટીમાંથી કહાડે છે. તે ફોટો જોઇ દીલગીર થઇને બાજુપર મૂકે છે. )

**સુજનસિંહ**: લાવો. મ્હારી પાસે લાવો એ ડાયરી ને ફોટો.

**સુજનસિંહ**: (જોઇને એકદમ વિચારમાં પડી જાય છે.) આ શું

( પ્ર૦ તથા ડૉ૦ બન્ને ન્હાસી જઇ સ્ટેજના બ્હારના ખુણા આગળ જઇને ઉભા રહે છે. )

( સિપાહીને ) પેલાઓને અહીં લાવો.

( બન્નેના હાથ પકડી રજુ કરે છે. )

( પ્રધાનાધ્યાપક તથા ડૉ૦ ને ) તમે જરાયે કોઈ વાતે ગભરાશો નહિ. બધી વાત ચોકખી કરો. આ ફોટો કોણે પાડયો છે ?

ડૉક્ટર: ( પ્ર. ને ) બાવીશ લાખ નકલ ! કહો, જવાબ દો.

**પ્રધાનાધ્યાપક**: ( ડૉ. ને ) દઇ દોને તમેજ ?

ડૉક્ટર: મહારાજાધિરાજ ! આપને શું કહું ?

**સુજનસિંહ**: આ ફોટો કોણે પાડયો ?

**ડૉક્ટર**: કુમાર સાહેબનું ત્યાં કેવા પ્રકારનું આચરણ છે, તે જણાવનારો આ ફોટો છે.

**નાયબ સેનાપતિઃ** ( આગળ ધસી આવીને ડૉ. ને ) પૂછે તેનો જવાબ દો. બીજી વાત ના કરો. ફોટો કોણે પાડયો ? એસ. હોર્મસજીએ કે શેપર્ડ એોને ? બીજી વાત તમને કોણ પૂછે છે ?

**ડૉક્ટરઃ** ( પ્રેક્ષકને ) માર્યા. ધરમ કરતે ધાડ આવી.

**સુજનસિંહઃ** ( નાયબ સેનાપતિને ) નહિ, નહિ. એ લોકોને એમ બોલી ગભરાવો નહિ.

**ડૉક્ટરઃ** મહારાજ ! અમને આપ અભય વચન આપશો ત્યારે અમારા જીવમાં જીવ આવશે.

( લાંબો થઇને પગે લાગે છે. પ્રધાનાધ્યાપક પણ વેગળા હોય છે ત્યાં ત્રણ ચાર વખત પગે લાગી ઉઠે છે ને બ્હીતો બ્હીતો પાસે આવે છે. )

**ડૉક્ટરઃ** મહારાજાધિરાજ ! અમે મૂર્ખ માણસ છીએ. અમને માફી આપો. અમો એજ્યુકેટેડ અને અયુક્ત ટોલરેશનના હીમાયતીયોની સ્થિતિ બહુ દયાજનક હોય છે.

( સુજનસિંહ મુખોઇ જોઇ કંઇક હસતો એક મશ્કરા દુભાષિયા સામું જુએ છે. )

**દુભાષિયોઃ** મહારાજ, એક ટીકાકાર ચેષ્ટાખોરે કહ્યું છે તે અક્ષરશઃ સત્ય છે કેઃ—

Indian Education and toleration have been pretty little sisters.

The former forams but fails in fixtures

The latter roams creating વર્ણશંકર mixtures of languages, character, creed, communities ગંગાજળ and મહુડી tinctures.

( હીન્દુસ્તાનમાંની કેળવણી અને સહિષ્ણુતા બે નાની સરખી જોડલે આવેલી બ્હેનો છે. પહેલી ખખાળા પાડવામાં હુંશીયાર છે પણ કસોટી વખતે પીત્તળરૂપ નિવડે છે અને બીજી તો શીલ, ધર્મ, જ્ઞાતી, તથા ગંગાજળ ને મદીરાનું વર્ણશંકર મિશ્રણ બનાવતી દેશમાં ચારે તરફ ઘુમી રહી છે. )

સુજનસિંહ: (ડૉ૦ તથા પ્ર૦ને) હું બધું સમજ્યો. ત્હમે જરા પણ ગભરાશો નહિ. મ્હારે બીજું કશું જાણવાનું રહેતું નથી. (પ્રતિહારને) જાઓ, કોણ છે હાજર ? વિષયને બોલાવી લાવો હમણાંને હમણાંજ.

પ્રધાનાધ્યાપક: (પાસે આવતાં) ઘણી ખમા મહારાજાધિરાજને !

સુજનસિંહ: મ્હારી ન્યાયવૃત્તિ રાય, રંક, સ્નેહી ને દુશ્મન સર્વને માટે સરખીજ છે.

(પ્રધાનાધ્યાપક તથા ડૉકટર હર્ષમાં ને હર્ષમાં સુજનસિંહની ખુશામતમાં ડોકાં હલાવે છે.)

(વિષયસિંહ આવે છે, પણ આજુબાજુનો દેખાવ જોઈ, આવકાર ન મળ્યો જોઇ ચકિત થઇ બાજુએજ ઉભો રહે છે.)

જમાલ: (એકાન્તમાં વિ. ને) જનાબ ! જરા સોર ઝુકાવો. આપકા હેવાલ યહાં ચલ રહા હય. અફસોસ, અફસોસ, મૈંય આપકો કીતને દફે કહાથા કે વોહ જગલા બડા બદમાશ નિમકહરામ હય ? વોહ દેવાંગનાકી પીછે પીછે ફીરતા થા; ઓર આપકુ મેહી બાબત કે બિચારસેં ઝહરી નઝરસેં દેખતા થા. બેવકુફ ! અપને પાઉંપર કુહારી લગાનેવાલેને આપકા યે હાલ કર દીયા. યહ બેઅકલાંકુ તસ્વીર મિલાનેકા કીસ્સા દીખા દીયા. ખુદા બચાવે અયસે નિમકહરામોસેં.

વિષયસિંહ: મ્હને શી ખબર કે તે આટલો દુષ્ટ અને હરામી હશે ? પણ મ્હારી આવી ફજેતી કરાવનારને જોઇ ના લઉં તો કહેજે.

જમાલ: (પ્રેક્ષકને) કયું બરાબર ઠેરાઇ ના ? એક તો અપનસેં હમેશાં દૂર રહતા થા. પૈસા પડાનેકી તરકીબ કીયી તો સાલેકી બીચમેં આડીખીલી. કુમારજી બરોબર સોલા આની હાથમેં આ જાયગા. ઓર અપને પર કોઇ તરહસેં શકમંદગી ન હોગા.

વિષયસિંહ: (સુ. ને) પિતાજી, પ્રણામ કરું છું.

(સુજનસિંહ ક્રોધમાં તેના સામું જોઈ રહે છે.)

સુજનસિંહ: પ્રણામ કોને કરે છે નિર્લજ ? અરે દુષ્ટ વિષય ! ત્હારા નામ પ્રમાણે તું હીરાની ખાણમાં કોલસો પાક્યો. વંશપરંપરાની કીર્તિપર પાણી ફેરવનાર કપુત કુલાંગાર ! તું આવું શિક્ષણ ક્યાંથી

પામ્યો ? જે રાજ્યમાં વ્યભિચારને રાજદ્રોહ કરતાં વધારે દૂષિત ગણવામાં આવ્યો છે, તે રાજગાદીપર બેસવા તો શું ! પણ તે રાજ્યમાં વસવાને પણ તું યોગ્ય નથી. ત્હારૂં કાળું મ્હોં બતાવવાને તું કેમ અહીં આવ્યો ? ત્યાંનેત્યાંજ તું પાર કેમ પતી ગયો નહીં ?

**વિષયસિંહ:** (પગે પડતો) પિતાજી ! મ્હને ક્ષમા કરો, હું મ્હારૂં આચરણ સુધારીશ. બીજીવાર આપને કહેવું આવી વાત નહીં આવે.

**સુજનસિંહ:** મૂર્ખ ! ત્હને આવો અભ્યાસ કરવા મોકલ્યો હતો ? મ્હારીજ ભૂલ થઇ કે મ્હારા જૂના કાર્યભારીઓની સલાહ ન માનતાં ત્હને નવીન વિચારક્ષેત્રમાં નાંખ્યો.

(પ્રધાનજીને) એની ડાયરી વાંચી જુઓ. એણે શો અભ્યાસ કર્યો છે ?

( પ્રધાનજી ડાયરી લઈ રંગભૂમિ પર એક બાજુએ આગળ આવી ઉભા રહી મનમાં વાંચે છે. )

**પ્રધાનજી:** ( સ્વગત ) આમા તો દુરાચારની કથાઓ છે.

( સુ૦ ને ) મહારાજ ! એમાં કાંઇ જાણવા જેવું કે સંતોષ થાય તેવું નથી.

**સુજનસિંહ:** લાવો હું જોઉં. (જોઇને ક્રોધયુક્ત થઇ) બસ, બસ, આ વિષયને અહીં મ્હારી નજર આગળથી દૂર કરો. એને હું દેશનિકાલની સજા ફરમાવું છું મ્હારા રાજ્યમાં એનો પગ તો શું પણ છાયાએ ન જોઇએ.

**પ્રધાનજી:** મહારાજ ! ક્ષમા ક્ષમા. વિષયસિંહ આપના કુમાર છે. તેમને દેશનિકાલની સજા બહુ ભારે થઈ પડે. એમને ક્ષમા આપો. હવેથી વર્તણુક સુધારશે. હું પણ તેમને ઉપદેશ આપીશ. ક્ષમા કરો ક્ષમા કરો.

**સુજનસિંહ:** કંઇ નહિ. હું બોલ્યો તે બોલ્યો. મ્હેં વિચાર કરેલો જ છે.

રંક રાય સ્નેહી અરી કાજે, ન્યાય હમારો એક છે;
પ્રજા પુત્રમાં અંતર ન ધરૂં, એજ હમારો ટેક છે.
**નિંદો વંદો સુખ હો દુઃખ હો, આધિવ્યાધિ મરણ હો કને;**
**ન્યાયથી ડગ ના એક ચળે કદિ, રાજદ્રોહી સુજન નહિ બને.**

પાપી વિષય ! જા, ઝટ ચાલ્યો જા. ત્હારૂં કાળું મ્હોં મ્હારી પ્રજાને ન બતાવીશ.

( સુજનસિંહ ચાલવા માંડે છે. વિષયસિંહ વિચારમાં ગિરફ્તાર થતો ઉભો રહે છે. શું કરવું, ત્હેના વિચારમાં નિમગ્ન થયેલો છે. વિષયસિંહ સિવાય સર્વે દિલગીર થતા ચાલવા માંડે છે. )

**પ્રધાનાધ્યાપકઃ** ( ડૉ૦ ને જતે જતે ) ઘણુંજ ખોટું થઇ ગયું. મ્હને તો થયું કે મહારાજને વિનતિ કરૂં બે અક્ષર. અરે પ્રભુ ! આ તો બહુજ ખોટું થઈ ગયું. શશિકલાને અહીં લેતો આવ્યો હોત ત્હોયે સારૂં થાત. એમણે ગુન્હો પોતાને માથે વહોરી લીધો હોત તો મહારાજ કંઇક નરમ પડત. એ બોલે છે ત્યારે મ્હનેજ ગલગલીયાં આવી જાય છે ને ? ના ના ડાક્ટર સાહેબ, ગલગલીયાં તો શું આવે પણ મતલબ કે એમની બોલવાની છટા ઑર છે. એમના રૂપની ભભક એવી છે. હુ અંજાઉં નહીં માટે કંઇ બધાયે ના અંજાય એવું થોડુંજ છે ? ત્હમેજ કહો આ રીતે ચૂકાદો કરવો એ તે કેવું કહેવાય ? તેમાં પૂરાવો જોવો, કે વકીલ કરવાની રજા આપવી કે આ તો કશુંએ નહિ. તદ્દન આપખુદીભરેલી રાજનીતિ ! બોલ્યા તે ન્યાય ! આપણી સરકારના રાજ્યમાં આવું અંધેર નહિ હાં ! આ તો સ્ત્રી પુરુષની "લીબર્ટી" ( સ્વતંત્રતા ) ઉપર મોટી જબરજસ્ત તરાપ ! 'નેશન' (પ્રજા) 'ઇવોલ્વે' (સંસ્કૃતિ પામતીયે) શી રીતે થાય ! "સીવીલીઝેશન ( પ્રગતિ ) આમ દબાવી રાખે ત્યાં શું થાય ? Hopeless downfall ( નિરાશાભર્યો વિનીપાત. )

**ડૉક્ટરઃ** અરે ભાઇ ! હજી આ બાજુએ સુધારો નથી આવ્યો. પાંચ હજારનો પગારવાળો અમલદાર આર્યન બ્રધરહુડ ડીનરમાં "અમે આ ભોજન કર્યા પછી કોઇ મધુરી વાણી સાંભળ્યા વગર નહિ ઉઠીએ " એમ છોકરમત કરે ને પછી એકાદ મુડકીના ઘેરથી કટપર ગોખી રાખેલા "હેવન્લી લેકચર" ( સ્વર્ગીય ભાષણ ) ઉપર આફ્રીન થઇ જાય. એ વાયરો હજી આ દેશમાં નથી વાયો, અહીં તો તડાક ને ફડાક છે.

**પ્રધાનાધ્યાપકઃ** અરે સાહેબ ! જાઓ જાઓ. આ પોસ્ટ, રેલ્વે ને ન્યુસપેપરના જમાનામાં તો બધેય ' ઇન્ટર કોમ્યુનીકેશન ' ( આંતરિક વ્યવહાર ) થઇ ગયું છે.

**ૉક્ટરઃ** પણ ત્હમે જોયું નહિ ? ખુદ પોતાના દીકરાને દેશનિકાલ કરી નાંખ્યો, દેમાં રાણી સાહેબને પૂછવા પણ રહ્યા છે ?

**પ્રધાનાધ્યાપકઃ** ( હસીને ) ગાંડાભાઈ! ખીસ્સામાં વાયરલેસ ટેલીગ્રાફીનું મશીન રાખ્યું હશે. રાણીને ન પૂછે, એ તે વળી કોઇ દહાડો બને ? અને તેય આ જમાનામાં ?

( પ્રધાનાધ્યાપક તથા ડૉક્ટર ચાલવા માંડે છે. )

**ડૉક્ટરઃ** ( જતે જતે ) ઉપ્યોગ નથીને ?

**વિષયસિંહઃ** ( નિરાશાથી મુખ ઉંચું કરે છે. ) પરસ્ત્રીનો પ્યાર, પૈસે શરીરે સદા ખુવારઃ સજ્જનસંગથી સદાયે બહાર, મુફલીસથીયે લાચાર, ખાય જુતીનો માર.

વિષયસિંહ ! ત્હારી આ દશા ! ક્યાં રાજવૈભવ અને ક્યાં ઘેર ઘેર ટુકડા માગી ખાવાનો દેશવટો ? ( થોડીવારે ) પણ એક રીતે દોષ મ્હારો નથી. આ રાજ્ય ગમે તેવું હો. આજ જગતની સાધારણ શું સ્થિતિ છે ? વ્યભીચાર તો આજ ઘેરે ઘેર છે. અનેક આશક કરવા છતાં કહેવાતી સતીઓ ઠેરે ઠેર છે.

કલીકાળના કમભાગી જીવો કામ વિકારનાં પુતળાં બને છે. દંપતિજનો વિષયભોગ કરતાં દેશ, કાળ, લજ્જાને અવગણે છે અકાલીક મૈથુન કરી, વર્ણશંકર, કમઅક્કલ, દુર્બળ તથા વિષયલંપટ ને નામર્દ પ્રજા જણે છે અને મૂર્ખ માતપિતાનું વાવેતર નિર્ભાગી પુત્ર પુત્રીઓ લણે છે. પોતાનીજ વિષયભોગતૃષ્ણામાં મશગુલ અંધ બનેલાં માતપિતા બાળક ઉપર પ્રથમથીજ વિષયના સંસ્કાર પાડે છે. કામાંધ હડકાયેલી કુતરીઓ બાળકને નફ્ટ નીચ નોકર યા તો અર્ધી બદામની આયાનો ચેલો બનાવે છે, કે જેઓ નિજસ્વાર્થ માટે, વ્યભીચારમાંજ તેમને જીવનનું સાર્થક મનાવે છે. ઉંમરલાયક પુત્ર પુત્રીઓ પર માતાપિતા નજર રાખતાં નથી મંદિરોમાં બગિચાઓમાં, સભાઓમાં, સ્વચ્છંદે, ગમે તે કાળે ગમે તે સ્થિતિમાં ફરતાં અટકા-

વતાં નથી. શંખણીની સોબતમાં યા તો મહા કુકર્મીની મહોબતમાં પડતાં સંતાનોને કોઇ સદુપદેશ કરતાં નથી.

વ્યભીચાર! વ્યભીચાર! વ્યભીચાર! વ્યભીચારથીજ દુનિયા વ્યંઢળ બની ગઇ છે. વ્યભીચારથીજ દુનિયા કમંડળ લઇ ભિખ માગતી થઇ ગઇ છે.

ધર્મનો લોપ, વિદ્યાનો લોપ, દૌર્બલ્ય, ગુલામગીરી, ટુંકી બુદ્ધિ, અલ્પાયુષ્ય, દુઃખ, ઉપદ્રવ અને અશાન્તિ—સર્વનું કારણ, જૂઠાં કહેવાતાં અનેક પણ સત્ય તો વ્યભીચાર ને બ્રહ્મચર્યની વિદાયગીરી.

પણ પીતાજીયે આ વસ્તુસ્થિતીનો વીચાર કરવો જોઇતો નહોતો? હું કેટલું કરગર્યો?

પશ્ચાતાપે ક્ષમા ન આપે, નિજ પરનો નવ કરે વિચાર;
નથી રાજા તે નથી પિતા તે, મિથ્યા આડંબર કરનાર.

( થોડીવારે ) હું ત્હારો દીકરો નહિ તો પછી તું મ્હારો બાપ શાનો?

બાપે દેશવટો દીધો તો ખેર, વરસે છે આંખોથી ઝેર;
સજું સમશેર વર્તાવું કેર, ત્રાસે ઠેર ઠેર ચારે મેર.

બલીમસિંહ જેવો એક બીજો હું. એનેજ જઇ મળું છું. બસ બહારવટું! હું પણ રજપૂત બચ્ચો છું. મોજશોખને આજથી રામ રામ! આજથી હવે આ વિધર્યસિંહ! બીજો છે ( જતે જતે )

હસ્તીએ દંતુશળ કહાડયા તે કહાડયા, પાછા નહિ ગળે;
હોરીએ વળ લીધો તે લીધો, ભલે આખી ને આખી બળે.

———

## પ્રવેશ ૫ મો.

[ સ્થળ: વધસ્થાન. ]

તિલોત્તમા: (કાળા ઝભ્ભામાં ભયાનક પુરુષના વેશમાં પ્રવેશ કરે છે.)

આજ સ્થાન, આજ નીશાન, આજ પ્રદેશ, આજ આશમાન, દેખશે તિલોત્તમાને હાથે જતા પાપીઓના જાન.

વધસ્થાન આટલામાંજ હશે. ચંડાલો અહીંથીજ જગતસિંહને લઇ જશે.

ચક્ષુ! શ્રવણેન્દ્રિ! થાઓ સાવધાન. તિલોત્તમા! બની જા આજ ક્રૂર કાળ સમાન.

(સક્રોધ સરીતા સામું જોતી.) અયે સરિતે! અયે સર્પિણિ! અયે વૈતર્ણિ! આજે એક નિર્દોષ પુરુષના રક્તને ધોઇ નાંખી, તેનાં અસ્થિને દૂર ઉંડાણમાં છુપાવી દઇ ત્હારે તીરે આવેલી ભૂમિનો પવિત્રતાનો ઢોંગ ચાલુ રાખવામાં શું તું સમર્થ થઇશ? ના, ના. તેમ નથી બનનાર.

યાદ રાખ, આજ ત્હારે તીરે વસેલા વધસ્થાનના હજારો વર્ષોના ઇતિહાસમાં એક નવીનજ બીના બનનારી છે. પુણ્યવાન પુરુષોના પાપીઓને હાથે જતા જાન જોઇ થતા ત્હારા હાસ્યનું આજે આ તિલોત્તમા નિકંદન કરનારી છે.

એક ચપટીને અવાજે, એક ઠોકરની સાથે ત્હને પાતાળમાં પેંસાડી દેનારી આ તિલોત્તમાને જોઇ લે.

(નદીની પાસે જઇને)

આહ! શું નદીનું જોર છે! જંગલનાં વૃક્ષોને જડમૂળથી ઉખેડી નાખતી, પત્થરોની શીલાઓ પ્રવાહમાં ઘસડી આણતી, કાષ્ઠાદિને ખેંચી જતી ફીણે ફીણના ગોટાથી ઉભરાઇ જતી મદોન્મત્ત નદીનો શો તોર છે. (કોઇ માણસ તણાતું આવતું નજરે પડે છે.)

અરે! પણ આ શું? આ તો કંઇ શબ જેવું તણાતું આવે છે. હાથ પગથી પછાડા મારતું, મ્હોંમાં ભરાતા પાણીના કોગળા કરતું,

ઘડી નીચે જતું, ઘડી ઉપર આવતું આ તો કોઇ જીવતું માણુસ તણાતું હોય એમ લાગે છે. કછોટ મારી થઉં તૈયાર, લાવ ખેંચીને કહાડું બ્હાર.

( સ્મરણધ્વનિ સંભળાય છે. )

જગત્ નાથ ! જગત્ નાથ !

( પાસે જઇને ખેંચી કહાડે છે. )

તિલોત્તમા. ( મુખ નિહાળતી ) અરે ! આ તો દેવાંગના ! (એક-દમ વિચારમાં પડી જતી ) હાય ! અયે કાળભૈરવો ! આ વધસ્થાનના દૈત્ય દાનવો ! અરે આ ક્રૂર કર્માધિપતિઓ ! જગતસિંહના પ્રાણ હરાતા નિહાળવાનો નિશ્ચય, એટલાથી શું તમારી નિર્દય વૃત્તિને સંતોષ ન થયો, કે બિચારી દેવાંગનાને, તેની નજરોનજર વધ કરાવવામાં મોજ માણી, અહીં ખેંચી આણી ?

( દેવાંગનાની સારવાર કરે છે. થોડીવારે ચતન્ય આવે છે. )

દેવાંગના: ( જપધ્વનિ ) જગત્ નાથ ! જગત્ નાથ !

તિલોત્તમા: ( દેૅહને ઢંઢોળી ) અરે સ્ત્રી ! તું કોણ છે ? ઉઠ. તું અત્યારે એવા સ્થળે છે કે, જયાં ઇશ્વર દયા, પ્રેમ તથા ન્યાયને અનુસરનાર એક નરને આ દુનિયામાંથી વિદાયગીરી આપવાની તૈયારી થઇ રહી છે.

( દેવાંગના સફાળી ઉભી થાય છે. )

દેવાંગના: હે પરોપકારી પુરુષ ! ત્હમે કોણ છો ?

તિલોત્તમા: ( સ્વગત ) એક સમયે પ્રફુલ્લિત હૃદયે ક્રીડા કર-નારી, શોકગ્રસ્ત જગતને, પોતાના હાસ્યથી દુઃખ શોષી લઇ આનંદ-સાગરમાં ઝોલાવનારી, તેજ આ દેવાંગના ? એ મ્હને ઓળખી પણ નથી શકતી. હૃદય, વિચારશક્તિ, તેજ, સ્નેહ બંધુયે દુઃખના ડુંગર નીચે દબાઇ કચરાઇ ગયું છે. હૃદયને આઘાત થાય એવી યુક્તિ કર્યા સિવાય નહિ ફાવે. શોકમયી સખીને સંભાળતાં, રૌદ્ર કાર્યમાં સિદ્ધિ નહિ આવે. ઠીક છે.

( દેવાંગનાને ) અહો ! રાજરમણી ! હું એક રાજકુમારનો મિત્ર છું અને તેને અર્થે તેની શોધમાં અહીં તહીં રખડું છું.

**દેવાંગના:** ( ઉપકારથી ગદ્ગદિત થતી ) મહા તોફાની મદમસ્ત નદીના પંજામાંથી મ્હને બચાવનાર વીર પુરુષ! ઇશ્વર ત્હમને સહાય કરો. પ્રેમની પરીક્ષા કરનાર તથા તેનું મૂલ્ય કરી જાણનાર શ્રીકૃષ્ણચંદ્ર ત્હમને ત્હમારો રાજકુમાર મિત્ર મેળવી આપશે. ( થોડીવારે ) ત્હમારી પ્રીતિ નિરંતર નિશ્ચલ રહો.

**તિલોત્તમા:** ત્હમારા આ ઉદ્ગાર અતિ દુઃખદ અનુભવભર્યો લાગે છે, તેનું કારણ શું? ત્હમે કોણ છો, તે હરકત ન હોય તો જણાવશો? પુરુષે પુરુષની પ્રીતિ એક બીજાને તન-મન-ધન અર્પનારી હોય છે. સ્ત્રીએ સ્ત્રીની પ્રીતિ તો માત્ર પ્રેમની વાતો કરવામાં યા તો સાસુ વહુનાં રુદન ( રોદણા ) રડવામાંજ સમાપ્ત થાય છે.

**દેવાંગના:** બાઇ! ( નીશાનીથી પાંચ આંગળીયો બતાવે છે. હૃદયપર એકદમ ભાર આવી પડયો હોય તેમ ધીરા અને તૂટીત સ્વરે ) મ્હારે બે સખીઓ એવી છે કે જેમના મ્હારાપર થયેલા ઉપકારને વિચારે મ્હારૂં હૃદય ગળગળું થાય છે, કંઠે ડચૂરો ભરાય છે; નયનમાંથી અશ્રુધારા વહે છે ને જીવન અકારૂં લાગે છે. ( કપાળમાં હાથ મારીને ) અને છતાંયે હું એવી અભાગિણી છું કે તે કિયા પ્રદેશમાં વસે છે, તે પણ નથી જાણતી.

( આંખમાંથી અશ્રુ પડવા માંડે છે. )

**તિલોત્તમા:** અહો સુંદરિ! ત્હમે રુઓ નહિ. મ્હને મ્હારો મિત્ર મળશે, એમ કહી જે ધૈર્ય મ્હને આપો છો તેજ ધૈર્ય ત્હમે ધારણ કરો.

**દેવાંગના:** બાઇ! હું શી રીતે ધારણ કરૂં? ત્હમે ઉપકાર કરનાર છો. ઇશ્વર ત્હમારા સામું જુએ, એ ન્યાય છે, ઘટિત છે, હું નિર્ભાગી તો બીજાના ઉપકારની આશા રાખનારી છું. "મારી સખી મ્હને મેળવી આપો" એવી મ્હારી પ્રાર્થના ઇશ્વરને માત્ર હાસ્યજનક છે. પોતાને સેવ્યા રહેવું અને બીજાને સેવિકા બનાવવી એવી સ્વાર્થી સ્ત્રી સામું કોણ જુએ?

**તિલોત્તમા:** ( સ્વગત ) અરરર બહુજ ખોટી દિશા લીધી. નિષ્ઠુર મન! બીજાના દુઃખે આત્મપ્રશંસા સાંભળવાની વૃત્તિ તરફ દોરાયું? હે ઇશ્વર! દેવાંગનાયે ત્હારાં શાં પાપ કર્યાં છે. અમને દુર્ગુણી પામર

જીવને એની દયા આવે છે ને ત્હને કશુંયે જ નહિ ? પ્રભો ! દયાસાગર ! પ્રભો ! કૃપા રાખ. આઘાત વિના ગત્યંતર નથી.

( દે૦ને ) ત્હમારે ગભરાવાનું કંઇજ કારણ નથી. જગતમાં કંઈ એક બેનેજ મિત્ર ગણવા તેનું કંઇ કારણ ? હું પણ ત્હમારો મિત્ર છું. ચાલો મ્હારે ઘેર. હું ત્હમારો છું ને ત્હમે મ્હારાં છો.

દેવાંગના: ( વિચારમાં પડી જતી ) હું કંઇ સમજી નહિ.

તિલોત્તમા ( જરા પાસે આવીને ) જુઓ તમોને ત્હમારા સુખની વાત સમજાવું. પ્રેમ એ પોચા હૃદયવૃક્ષમાં પોલાણ કરી રહેનારૂં એક પ્રેત છે, પ્રારંભમાં તે વૃક્ષના માલિકને ઉપકારવંત રહી તે કહે તેમ કરવા બંધાય છે. જ્યાં સુધી માલિક ચતુર હોય ને નિરંતર તેને કામગિરિ સોંપી કામમાં ને કામમાં રાખે ત્યાં સુધી તે સુખી થાય છે; અને જગતમાં કોઇપણ પુરુષ ન ભોગવી શકે તેવું સુખ ભોગવે છે. કોઈ દિશામાં તેને મોકલતાં નિરાશ થઇને ધારેલું કામ ન કરી શકતાં પાછું પણ આવે છે. આ સમયે પ્રેત પણ દુઃખી હોય અને જો માલિક પણ પ્રેત સાથે એક થઇ જઇ નિરાશાવંત થઇ તેની સાથે રોવા લાગે તો પછી હૃદયવૃક્ષના પોલાણ જેવું માલિકનું પોલાણ જોઇ ત્યાંજ પ્રેત તેને ખાવા ધાય છે ને માલિક અંતે ધૂળધાણી આત્મારહિત થઇ જાય છે. એટલે ચતુર માલિક હોય તે શું કરે તે સમજ્યાં ?

દેવાંગના: ( સંશયયુક્ત હૃદયે બે પગલાં પાછળ ખસતી ) ના.

તિલોત્તમા: એક માર્ગે પ્રેમ ન ફાવ્યો તો તેને બીજે માર્ગે પલટાવવો; પણ નિરાશામય હૃદયને વલોવી નાખી જાતના સુખનો તથા આત્માનો વિનાશ કરવો નહિ. પ્રેમ અનેક પ્રકારના છે. બે સહિયરોના પ્રેમમાં દુઃખજ દીઠું તો પછી સ્ત્રી પુરુષના પ્રેમ પંથે પ્રયાણ કરવું.

( તિલોત્તમા સ્હેજ કૃત્રિમ વિષયી દૃષ્ટિથી જોઇ રહે છે. )

દેવાંગના: (એકદમ ચમકતી ગભરાતી) ભાઇ ! હું તો વિવાહિતા છું, પરણેલી છું, આપે મ્હને જીવિતદાન આપ્યું એટલે આપની પુત્રી છું.

તિલોત્તમા: ( કાને હાથ દેતી ) એતો સાંભળ્યું નથી જતું. ઉપકારનો બદલો આમ વળાતો હશે ? ત્હમે ત્હમારી સખીઓની વાતો

કરી રહ્યાં હતાં, પણ ત્હમારા સ્વામીનું નામ તો એકવાર પણ જીહ્વાગ્રે આવ્યું નહોતું. હું સારી પેઠે સમજું છું કે ત્હમે પ્રેમમૂર્તિ છો, સખીપ્રેમમાં નિરાશ થયાં છો: તેવાંજ દાંપત્યપ્રેમમાં પણ પાછાં પડેલાં લાગો છો. અરેરે ! ત્હમારી સખીઓ તથા ત્હમારો સ્વામી નિષ્ઠુર, હૃદયહીન મનુષ્યો હોવાં જોઇએ. તેમનાપરના શતાંશ પ્રેમની આશા માટે હું તો મ્હારો પ્રાણ સમર્પણ કરૂં.

( તિલોત્તમા ઘેલી જેવી થઇને આશાન્વિત પ્રેમલાલસાથી જોઇ રહે છે, અને ઘુંટણીયે પડી પ્રેમયાચના કરે છે. )

**દેવાંગના:** ( શું કરવું તેના વિચારમાં ) ભાઈ! ત્હમે સજ્જન છો. આવી દુષ્ટાચરણની વાત ના કરો. ઇશ્વર ત્હમને સદ્બુદ્ધિ આપો.

**તિલોત્તમા:** મ્હારી તો સદ્બુદ્ધિજ છે. હું ત્હમને ત્હમારા સુખને માર્ગેજ લઈ જાઉં છું. ઉન્નતિના અનેક માર્ગ છે. તેમાંનો, મ્હારી માન્યતા પ્રમાણે આ પણ એક પ્રયત્ન વિનાનો માર્ગ છે. તે એ કે દાંપત્યપ્રેમમાં નિરાશ થયે આપોઆપ મનુષ્ય પ્રણયપ્રણયિનીના પ્રેમમાં યોજાય છે. તેમાં અનેક કષ્ટો સહન કરી, દાંપત્યસંબંધ કરતે ઘણુંજ વિશેષ દુઃખ પામે છે. આમ થતે હૃદયમાં સર્વે સ્થળે નિરાશાનો અંધકાર વ્યાપ્ત બની રહે છે, એટલે ઝગઝગાટ દેદિપ્યમાન ઈશ્વરી પ્રેમરૂપી સૂર્ય હૃદયવિષે પ્રગટે છે. ત્હમે મ્હને પ્રણયિ તરીકે સ્વીકારો એ સર્વ રીતે યથેષ્ટ છે.

( પાસે જઈ તિલોત્તમા દેવાંગનાનો હાથ પકડવા જાય છે; પણ દેવાંગના તરછોડી નાખે છે. )

**દેવાંગના:** અહો સજ્જન ! ઇશ્વર ત્હમને કુતર્કોથી બચાવે ! આપે જણાવ્યો તે કાંઇ ઉન્નતિનો માર્ગ નથી; પરંતુ આ પ્રકારનાં જે કાંઇ દૃષ્ટાંતો જગતમાં દૃશ્યમાન થાય છે, તે ઇશ્વરની અધમોદ્ધારણ શક્તિના દર્શકરૂપે જ હોય છે. એ તો આકસ્મિક ઈશ્વરકૃપાપ્રાપ્તિનો યોગ ન હોય તો આત્માના વિનાશનોજ માગ છે.

**તિલોત્તમા:** મનોહારી, તમે તો મ્હારો પરાજય કર્યો ! સૌન્દર્ય સાથે આવી વિચીક્ષણ બુદ્ધિ ? વાહ ગુણીયલ ! તું સુજ્ઞ છે. હું પણ સુજ્ઞ છું. મારા જીવનનો મનોરથ તું મળી એટલે પૂરો થયો. હું કોઈ દરિદ્રી કુટુંબમાં જન્મેલો નથી, રાજવંશી છું. કર્દમ તથા દેવહુતીની

પેઠે હજારો વર્ષ સુખવિલાસમાં વ્યતીત કરતાં મ્હને ઉદરનિર્વાહની ચિન્તા કે અન્ય કોઇ વિધી નડે એમ નથી. (પાસે જઇ સ્કંધપર હાથ મૂકવા પ્રયત્ન કરતી.) માન, માન, હું ત્હારો, તું મ્હારી; હું તે તું, તું તે હું; આપણે બે એક.

**દેવાંગના:** (ખસી જતી, આજુબાજુ દોડવા માંડતી) અરેરે! કોઈ બચાવો. બચાવો.

**તિલોત્તમા:** (દેવાંગનાનો માગ રોકતી, હસતે હસતે.) ચાલો ચાલો, મારી રાવઠીમાં ચાલો. ત્હમે એકવાર ચાલો તો ખરાં?

**દેવાંગના:** અરેરે, ઇશ્વરનો "અપૂર્ણતા"નો નિયમ કેવો સર્વત્ર વ્યાપક છે!

વિદ્યા ત્યાં નહીં અન્ન, અન્ન ત્યાં સંતતિ કોને;
સંતતિ ત્યાં નહીં સંપ, સંપ* નીતિ નામ તજેને;
નીતિ ત્યાં નહીં ધર્મ, ધર્મ ત્યાં મર્મ ન જાણે;
મર્મે નહીં વૈરાગ્ય, જ્ઞાન તો ક્યાંથી આણે;
જ્ઞાન તહીં નહીં પ્રેમ, પ્રેમ ત્યાં દુઃખ સદાયે;
પ્રપત્તિ નહીં જ્યાં દુઃખ, પૂર્ણતા ક્યાંયૂ ન જણાયે;
અપૂર્ણતા અવલોકને, સ્મરતાં સંપુરણ હરી;
હૃદયે રહે સંતોષને, ક્ષણભંગુર દષ્ટિ ખરી.

હે પ્રભો આતે શું?

જ્યાં રૂપ ત્યાં સદ્‌ગુણ નહીં, જ્યાં જ્ઞાન ત્યાં ભક્તિ નહીં, જ્યાં ભક્તિ ત્યાં શુદ્ધાચરણ નહીં, જ્યાં પ્રેમ ત્યાં પોષણ નહીં, જ્યાં કીર્તિ ત્યાં આયુષ્ય નહીં.

કવીજનો વ્યવહારે વ્હીલા, લક્ષ્મીવંતો દરબારે ઢીલા, કર્મનીષ્ઠો લોભે પચેલા, ગાયકો વ્યસને મચેલા, મુમુક્ષુને મહ રાજના ઠેલા, સદ્‌-ગુરૂને નહીં કો ચેલા, નિવૃત્તિ ઇચ્છનારને નીર્વાહના વેલા, રીદ્ધી સીદ્ધી વાળા અસંતોષે ઘેલા.

(તિ૦ને) અહો સજ્જન, ઇશ્વરે ત્હમને દયાના અવતાર બનાવ્યા પણ નીતિના સંસ્કાર અર્પવા તે ભુલી ગયો લાગે છે. ત્હમારો પુરૂષાર્થ તો એ કે ત્હમારા દયામય જીવન તથા સદ્‌ગુણરૂપ ચારિત્ર્યને

---

* સંપ ત્યાં.

એઇ કોઇ મ્હારા જેવી મુર્ખ સ્ત્રી મોહવશ થાય તો તેને જેની કૃપાયે તમોને મોહકશક્તિ પ્રાપ્ત થઈ છે તેનું ભાન કરાવી, ત્હમારો ને તેનો નીત્યનો ભાઇ બ્હેનનો સંબંધ તેની દૃષ્ટિ આગળ ખડો કરી આપવો.

**તિલોત્તમા:** ( સ્વગત ) અહો શી ઉચ્ચ ભાવના ! પરમેશ્વર ! આવાં રત્નો ઘડવાં ને પછી તેને ધુળમાં રગદોળવાં ? ( દેવાંગનાને ) મ્હેં ત્હમને એક અક્ષરમાં કહી દીધું, મ્હારી ઇચ્છા પૂર્ણ કરો. મ્હેં ત્હમને જીવતદાન આપ્યું તે બદલમાં બસ એકવાર મ્હારી સાથે ચાલો.

**દેવાંગના:** ત્હમારો ઉપકાર આજ વાંછનાથી વળવાનો હોય તો તે ઉપકાર મ્હને અસહ્ય છે. પાછો નદીમાં ધક્કો મારો કે જેથી થઇ જાય છુટકારો.

( નદીના તટે જઇ, નદી તરફ મુખ કરી, અદબવાળી નીચું મુખ કરી ઉભી રહે છે. )

**તિલોત્તમા:** ( હાથ ઝાલી પાછી ફેરવે છે. દેવાંગના હાથ તરછોડી નાંખે છે. ) ત્હમે વિચારહીન લાગો છો. ઇશ્વરે આ હૃદય એવું ઘડયું છે કે દુનિયામાં કોઇનુંયે દુઃખ તે જોઇ શકતું નથી. તો પછી ત્હમને કે જેમને મ્હેં મહા કષ્ટે, જીવના જોખમે બ્હાર કાઢયાં તેમને પાછો ધક્કો મારૂં ?

**દેવાંગના:** ત્યારે એનો અર્થ એટલોજ કે હું જાતે પ્રાણત્યાગ કરૂં કે જેથી ત્હમને પાપ નહીં. એકવાર કહી દો કે હું ત્હમને બ્હેન તરીકે જોતો નથી.

( તિલોત્તમા દેવાંગનાનો હાથ ઝાલે છે તે એવી રીતે કે તે છોડવા મથે છે પણ છુટી ન શકે. )

( હસીને ) ત્હમને મરવાનો ભારે શોખ લાગે છે. ત્હમે મ્હારાં બ્હેન ખરાં તેની કયાં ના છે ? હું તો એમ કહું છું કે હું ત્હમારો ભાઇ નથી ને આપણે બે એક થવાનાં એ નિર્વિવાદ વાત.

**દેવાંગના:** ( વિચારમાં પડી જતી, ઘુંટણીયે પડતી ગદગદતે કંઠે. ) અહો મહાશય ! આપ, દુઃખ દરીયામાં ડુબેલી દેવાંગનાને તારનાર કોઈ દેવદુત છો. આપ મ્હારી ચેષ્ટા કરો છો, પરીક્ષા કરો છો, હું આપનાપર આક્ષેપ કરૂં છું. મ્હને ક્ષમા કરો. એક નકામી હતભાગી.

નારીના જીવ ખાતર જીવનું :સાહસ કરનાર આપ દયાના સાગર છો. બોલો બોલો સત્ય બોલો, આપ કોણ છો, આ દાસીપર એટલો અનુગ્રહ કરો.

**તિલોત્તમા:** ( પહેરવેશ બદલી નાંખતી–દેવાંગનાને ઉઠાડી હાથ પકડી રાખી ) તું દાસી નહીં, તું મ્હારી સ્વામિની, ને હું ત્હારી દાસી. ત્હારી તિલોત્તમા, ત્હારા દર્શનની પ્યાસી, ત્હારા પગની રજ.

**દેવાંગના:** ( સાનંદાશ્ચર્યથી ) કોણ, બ્હેન તિલોત્તમા ?

( બન્ને પરસ્પર આલીંગન દઈ દે છે. )

**દેવાંગના:** સખી ! તું દાસી નહીં હો !! તું સખી, સહચરી, જીવનસાથી, મ્હારી જીવન ઔષધી, કુલીનજન્મમાત્રથી મોટાઇ નથી પણ ગુણ વડે છે. પરોપકારીની કોટી ઉંચી છે. અગાધ વારિધી નીચે છે અને હાથવેંતમાં સમાય એવડું વારિદ ઉંચે છે.

**તિલોત્તમા:** પણ જો સખી, એટલુંયે જોજે કે વારિદ પોતે અર્ણવમાંથી સવિતાનારાયણના શોષનથી પોતાનો જન્મ વિસ્મરી જ્યારે અભિમાનયુક્ત ખાલી ગર્જના કરે છે ત્યારે તે પણ પાછું ભૂમિપર પડે છે.

( સામેથી માણસના પડઘા સંભળાય છે. તિલોત્તમા પહેરવેશ બદલી નાંખે છે. )

**તિલોત્તમા:** સખી ચાલ આપણે સંતાઇ જઇયે, કોઇ આવતું જણાય છે. ( બન્ને સંતાઈ જાય છે. )

( ચંડાળો જગતસિંહને લઇને આવે છે. )

**ચંડાળ:** ચાલ ચાલ, ઝટ ચાલ, દુષ્ટ ! એક રાજકુમારીને ફોસલાવા તેનો અવતાર ધુળધાણી કરનાર, એક છત્રપતિ મહારાજની આબરૂમાં ધુળ નાંખવાની હિમ્મત ધરનાર, ચાલ જલદી ચાલ ! ( ધક્કો મારતા મારતા જગતસિંહને પાસેથી લઇ જાય છે. )

**દેવાંગના:** ( ચમકીને ) અરે કોણ ? અતિશ્રમથી ક્લાન્ત થયેલો મૃત્યુભયથી અશાન્ત થયેલો મ્હારો જગત ? વ્હાલા, આ આવી, ત્હારી સેવા ઉઠાવનારી, ત્હારી દાસી.

( જગતસિંહ તરફ દોડવા જાય છે. )

**તિલોત્તમાઃ** ( તેનો હાથ પકડી રાખી ) અરે મુર્ખી ! મ્હારો ત્હારો ને જગતસિંહનો એકી વખતે નાશ કરાવવો છે ?

**દેવાંગનાઃ** ( ગભરાયલી ) ના નહીં જઉં, નહીં બોલું, એક અક્ષરે નહીં બોલું. પણ સખી હરેક રીતે સ્વામીને બચાવ, નહીં તો મ્હારા પ્રતિના ત્હારા સર્વે ઉપકાર વ્યર્થ છે. જગત વિના મ્હારે જીવવાનો શો અર્થ છે? (નદી સામે જોતી) અયે સરિતાદેવી ! જયાં હું ડુબી ત્યાંજ મ્હને ડુબાડી કેમ ના દીધી ? (તિ૦ને) સખી ! મ્હારી નજરે આજ જોવાનું હતું તો મ્હને શીદ બ્હાર કહાડી ? ( જોર કરીને હાથ તરછોડીને ) હું જાઉં છું, મ્હને જવા દે, ત્હને ત્હારો જીવ વ્હાલો છે તો તું ચાલી જા. પણ મ્હને જવાદે. હું ત્હને દોષ નથી દેતી. જે થાય તેને માટે હું તૈયાર છું. આ અન્યાયી આલમને તજવા પહેલાં મ્હને મ્હારા પ્રાણેશને મળવા દે. સ્વામીસહે મ્હને પણ સહગમન કરવા દે.

**તિલોત્તમાઃ** ઘેલી ! છાની રહે. આપણે તેમની પાછળ પાછળજ જઇયે છીયે. અણી સમયે મનની દુર્બળતાને દૂર કર. ઇશ્વર જે કરે તે સારાને માટે.

**દેવાંગનાઃ** ( તિલોત્તમાની કોટે વળગી પડી. ) પણ તું કહે બ્હેન ત્હને ઇશ્વરે મ્હારો ને મ્હારા સ્વામીનો પ્રાણ બચાવવાજ મોકલી લાગે છે. બોલ ઝટ બોલ કંઈ ઉપાય છે? આ દુષ્ટો પૈસાથી રાજી થાય?

( ઘરેણાં જોરથી કહાડતી જાય છે. ) આ બ્હેન, કંઈ યુક્તિ પ્રયુક્તિ કર, ગમે તે કર, તેઓને સમજાવ. સામ, દામ, ભેદ, દંડ, જેથી સિદ્ધિ થાય તે અજમાવી જો.

**તિલોત્તમાઃ** ત્હારા કરતાં પ્હેલી હું તેજ વિચારે લાંબો સંકેત કરીનેજ અહીં આવેલી છું. આભૂષણનું કામ નથી, સમજવાની તેઓમાં બુદ્ધિ નથી. યુક્તિ પ્રયુક્તિ ચાલી શકે એમ નથી આખરના ઉપાય માટે તૈયાર થઇને આવેલી છું.

**દેવાંગનાઃ** ( વિચારમાં પડી આશાયે તેજવંત થતી ) એટલે ? બોલ, બોલ, ઝટ બોલ, શું ત્હારી પાસે મારકશસ્ત્ર છે? શસ્ત્ર દારૂ લેતી આવી છું? ત્હેં કોઇ દિવસ ગોળીબ્હાર કર્યો છે? એકને બદલે બીજાનો પ્રાણ તો નહીં જાય?

**તિલોત્તમા:** છે ખધું છે પણ હું તો ત્હનેજ સાચવતે સાચવતે અર્ધી શક્તિ ખોઇ બેસીશ. જરા જોતો ખરી ? કે શું થાય છે ?

**દેવાંગના:** જોવાનું પછી, મ્હારી ધીરજ નથી રહેતી, મ્હને શસ્ત્ર બતાવતો ખરી ? ( ચારે બાજુએ ઝભ્ભામાં ખોળવા મંડી પડે છે. )

**તિલોત્તમા:** નિરાશાથી છેક આમજ થઇ ગઈ ? નથી બતાવતી લે.

**દેવાંગના:** ( પગે લાગવા પેઠે વીનવતી ) બતાવ, બતાવ, ત્હને મ્હારા સમ

**તિલોત્તમા:** ( સ્હેજ ચ્હીડાતી ) લે, જો. છેકજ ભરોંસો નહીં ? હું ખોટું તો ખોલતી નહીં હોઉં ?

( અંદરના ખીસ્સામાં હાથ ઘાલે છે, ચમકે છે, ચારે તરફ જુએ છે. દેવાંગના ગભરાય છે, તિલોત્તમા સામું જોઇ રહે છે. )

**તિલોત્તમા:** ( કપાળે હાથ મારી ) હાય, લાચાર સખી, લાચાર. ખેંચી લાવતાં તુજને બ્હાર, ખોઇ બેઠી હું મુજ હથીયાર.

પ્રભો પલભર દઇને આશ, ફરી લાચાર કરી,
પૂરી કરી નિરાશ, બાજી હાથથી ગઇ સરી.

( નિરાશામાં ડોકું નીચું નાંખી દે છે. )

**દેવાંગના:** હાય દુર્ભાગી દેવાંગના ! હજાર હજાર પ્રયત્નથી ત્હને સાહ્ય કરનારને ભાવિ ભૂલાવે ત્યારે કોનો દોષ ? અયે સરિતે ! અહો પવિત્ર માતા ! ત્હારા સ્વામીના નવનિધીમાં, હજારો રત્ન તથા મૌક્તિકોના ભંડારમાં એક ક્ષુદ્ર મનુષ્યના હાથમાં રહેતા, લોહ જેવા નજીવી ધાતુના શસ્ત્રની ખોટ પડી ગઈ? પરોપકારાર્થેજ જીવન વહનારી માતા, તીરે વસતાં બાલકોના દોષ ન જોનારી માતા ! ઉદારતા કર, ક્ષમા દૃષ્ટિ ભર, શસ્ત્ર ઉંચું કર, નહીંતર આ દુર્ભાગી દેવાંગનાનો સ્વિકાર કર.

( થોડીવાર અંધશ્રદ્ધાથી નદીના મધ્ય ઉંડાણમાં દૃષ્ટિ ફેંકી, અંતે નિરાશ થઇ. )

હાય કમભાગી જીવ ! જેને ઇશ્વરે પોતાના શરણાગતના પ્રદેશમાંથી દેશનિકાલ કરી, તેની દાદ ફરિયાદ કોણ સાંભળે ? આશમાનના નવગ્રહો,

તારલાઓ, દશે દિશાના દિક્‌પાલો? આ દુર્ભાગી દેવાંગનાના દુ:ખને જોઇને હસો. હસો. હસો.

જેની મ્હને એકવાર આથ હતી, જેને હું મ્હારો જાણતી હતી, જેની ઇચ્છા નિરંતર મ્હારૂં રક્ષણ કરવાની હતી, તે પ્રભુ મ્હારો મટી ગયો છે. આજે એજ મ્હારી ચેષ્ટા જોતો પ્રતિપક્ષી થઇને ઊભો છે. એક દુર્ભાગી દુ:ખીયારીને દુ:ખના ડુંગર નીચે દબાઇ કચરાઇ જતી જોઇને હસો, આનંદો, કીલકીલાટી કરો.

દશે દિશાઓ દુ:ખમય, એકલ હું રોનાર;
નિરાશ નિર્બલ નારનાં, કો ન અશ્રુ લ્હોનાર.

તિલોત્તમા: ( દેવાંગનાને પોતાના સોડીયામાં લઇને, વાંસે હાથ ફેરવતી. ) સખી ! આ અરણ્યમાં મ્હારા વિના કોણ ત્હારાં અશ્રુ લ્હોવાનું છે? ક્રૂરવિધિ જીત્યું, હું હારી. ચંડાળો કૃપા કરે ને સમજે તો મ્હારો પ્રાણ જગતસિંહને બદલે અર્પવા તત્પર છું. બીજું તે હવે હું શું કરી શકું? પ્રારબ્ધ, પ્રારબ્ધ, પ્રારબ્ધ કોઇનાથીયે જીતાયું નથી પુરૂષાર્થ, ફલાસક્તિ વિનાની પ્રવૃત્તિ એજ મનુષ્યનું કર્તવ્ય છે. બ્હેન? દુ:ખ પડે તે સ્થિરચિત્તે સહન કરવું ને ઇશ્વરેચ્છાને હ્રદયવૈષમ્ય વિના શરણ થવું એજ મનુષ્યનું વીરત્વ છે.

( હોઠ દાંતથી ખુબ દબાવે છે. વિચારમાં પડી જાય છે. દેવાંગનાનું માથું ઉંચું કરે છે. )

હાં, જો સાંભળ, હજી પણ એક ઉપાય છે. પણ તું મ્હારૂં કહ્યું કરૂં તો. પેલા આમ્રવૃક્ષની ઘટા પાસે એક ઋષિઆશ્રમ છે એમ સાંભળ્યું છે. જો બને છે તો તેમને સહાયે લાવું છું અથવા તો ત્યાં ધનુષ્ય કે મારકશસ્ત્ર હોય તો લઇ આવું છું. તું આ જગતસિંહની પાછળ પાછળ, પણ હ્રદયપર અંકુશ રાખી દૂરજ સંતાઇને ઉભી રહેજે. હું આવું ત્યાંસુધી ગમે તે થાય પણ બોલીશ નહીં કે નજરે પડીશ નહીં નાકર હું આવીશ તે પહેલાંજ કોઇ આવી પહોંચવાના ભયથી ચંડાળો શિરચ્છેદ કરી નાંખશે. ત્હારૂં કાળજુ ઠેકાણે હોય તો હું તો હજીયે હીમ્મત હારી નથી.

દેવાંગના: જા, મ્હારી ચિન્તા કરીશ નહીં. હું દઢ કાળજું કરીશ. ત્હારે હાથે યશ હશે તો હું એટલું તો કરી શકીશ. જા વ્હેલી થા, વિશ્વાસ રાખજે કે મુર્ખાઇથી કે અધીરાઇથી, હું વૈધવ્યને નહીં વ્હોરી લઉં.

તિલોત્તમા: (" જય દુર્ગે " કહી ચાલવા માંડે છે.)

દેવાંગના: ભાવિ! શરણાંગતને સર્વ કોઇ છોડે, પણ ત્હારો પ્રારબ્ધવાદીનેજ પછાડવાનો પ્રમાદ છે. ફાંફાં મારતાં મર્ત્યજનોને અનેક અયુક્ત આશાઓથી હૃષ્ટપુષ્ટ કરી પછીજ મારવામાં ત્હને સ્વાદ છે. ત્હારા દંડપ્રહાર કરતાંયે તે પૂર્વે મનુષ્યની દયાર્દ્ર સ્થિતિમાં ત્હેને એક પલે હસાવવામાં, બીજી પલે રડાવવામાં ઘડીક નચાવવામાં, ઘડીક દુઃખ દુઃખને દામણે બાંધી બાંધીને કચકચાવવામાંજ ત્હારી મોજ છે. અહીં આશ્રમ શો? આશ્રમમાં મારકશસ્ત્ર શાં? નિરાશાના નવનિધિમાં આ અખુટ આશા શી?

(કાળજુ ભરાઇ આવે છે, હોઠ થથરે છે, આંખમાંથી અશ્રુઓ સરે છે.)

થાકી, હારી, મુરારે ત્હારે શરણ છું.

કિલિમષેર કંઇ કરમહીણીનાં, કાળમુખાં બનીને;
કેડો બાંધી કટકટી રહ્યાં, કષ્ટ વર્ષાવવાને,
સંતોષે* ના શરણ મરણે, રીઝરીઆવી મારે;
પામું જેવું પુરવ કરીયું, ભાવિ કો ના સુધારે.

(ચાલવા માંડે છે.)

---

* સંતોષ પામે.

## પ્રવેશ ૬ ઠ્ઠો.

[ પડદો ફાટે છે, વધસ્થાનમાં જગતસિંહ તથા ચંડાળો ઉભા જણાય છે. જરા વારે દેવાંગના આવી છુપાઇ ઉભી રહે છે. ]

---

**જગતસિંહ:** ( નિરાશામાં. )

અરે, વધસ્થાનનિવાસી દૈત્ય દાનવો ? આવો, એકવાર આ નિર્દોષ જમલા સાથે હાથ મીલાવો. ત્હમારી રક્ત રેળાવાની આ રાજ્યભૂમિમાં કંઇક નિર્દોષીયે નીમકહલાલીથી હસતે ચહેરે પ્રાણ તજ્યા છે, કંઇક માત્ર રાજાના પુત્ર હોવાનાજ દોષે, રાજ્યલોભી ખટપટીયાઓને હાથે અહીં મરાયા છે. કંઇક ધાર્મિક ઉપદેશકો જુલમી રાજાઓને હાથે અહીંજ પુરા થયા છે. કંઈ કંઇ કમભાગી જીવો, રાજાઓના કામ, ક્રોધ, લોભ, મોહ, મદ વિષયાદિ તૃષ્ણાપ્રેરિત કાર્યોમાં અંતરાયે આવવાથી અહીંજ શય્યા કરીને લાંબી સોડે સુતા છે. આજે તેમની સંખ્યામાં એકનો વધારો કરો.

અયે બેવફા વૃક્ષસમૂહો ! ત્હમે ફલફુલનો વૃથા ભાર કેમ ઝીલો છો ? ત્હમે સુકાં કાષ્ટ થઇને કેમ પડતાં નથી ? અહો પૃથ્વીમાં અંતરિક્ષ રહેનારી જ્વાલામુખી શક્તિયો ? ત્હમે આ ક્રૂર વધસ્થાનને કેમ ઉડાડી દેતાં નથી ?

( જરા ચમકીને. )

હૃદય ! કેમ ચસકવા માંડયું ? શું મૃત્યુના વિચારે કઠોર થવા માંડયું ? નહીં, શાન્ત થા. જીવનજ્વરથી મુક્ત થતાં, જગજીવનનો ઉપકારી થા. શાન્ત અપૂર્વ શાન્તિના શયનગૃહને સ્વિકારવા સમર્થ થા.

**ચંડાળો:** નામર્દ બાયલા ! મરતે કેમ બ્હીક લાગે છે ? કેમ બની ગયોને શીયાળ !

**જગતસિંહ:** મરવાથી હું જરાય બ્હીતો નથી. એકવાર મરેલો બીજીવાર મરતો નથી. યમરાજ તો શું પણ પ્રલયકાળથી હું ડરતો નથી.

પણ જો એક નિર્દોષ મનુષ્યનો જીવ લેતાં જરાપણ ત્હમને દયા આવતી હોય, વધસ્થાનના બલીદાન થનારની છેવટની ઇચ્છા સંપૂર્ણ

ટરવા ત્હમારા મહારાજની ત્હમને આજ્ઞા હોય, તો તેટલુંજ જરા મનમાં રહી જાય છે.

**એક ચંડાળ:** અરે દયા શેની ? જન્મ્યા ત્યારથી તે અત્યાર સુધી એજ કર્યું છે ને ? હમારે તો માણુસ મારવું અને રેતી ઉપરનું ડગલું ભુસવું બે સરખું છે.

**બીજો:** પણ અલ્યા ભાઇ, ત્યારે ક્યમ આપણે મરવાનું નથી ? એની વાત તો હાંભરો ? ( જ૦ ને ) બોલ, અલ્યા બોલ.

**જગતસિંહ:** મહા ઉપકાર ત્હમારો, ઇચ્છા બીજી કશીજ નથી, એટલીજ કે આટલો મ્હારો મૃત્યુસંદેશ ત્હમારાં રાજકુમારી દેવાંગનાને પહોંચાડજો.

**સર્વે ચંડાળો:** કહો, કહો, ત્હમારો સંદેશો પહોંચાડીશું એમાં અમને શો ભાર પડવાનો છે !

**જગતસિંહ:—** ગાયન*

દેવરાજ તું દેવાંશી નર, દંશ દીધો મ્હેં દુષ્ટ જને;
કાં હતભાગી થકી હરખી, કાં ભજ્યું હળાહળ અમૃતને.

**દેવાંગના:** ( સ્વગત ) વ્હાલા, વ્હાલા, આમ છેક ઓછિ આસને શું બેસી જાછ, દંશ તો ત્હમે દીધો કે મ્હેં ? હળાહળ તે ત્હમે કે હું ?

**જગતસિંહ:—**

ભાગ્ય ભરથરી તણું પીંગળા, નળ ત્યાગે દમયંતીને;
જોઈ શકે ક્યમ જગ આ યુગલ, કેમ રૂચે એ ક્રૂર વિધિને.

**દેવાંગના:** ( સ્વગત ભીનાં નયને અશ્રુ લ્હોતી ) વ્હાલા, વ્હાલા, ક્રૂર વિધિ યા કુદરતના કાનુનમાં અપૂર્ણતાના સિદ્ધાન્તને આપણો સંબંધ અપવાદ હોઇ અસહ્ય હોય તો ત્હારો વાળ વાંકો થાય તે પહેલાં હું પ્રાણત્યાગ કરૂં, પણ ત્હારી નયનદષ્ટિ જરાયે ભીની થતાં મ્હારા હૃદયમાંથી રક્તધારાઓ છુટે છે.

---

* રાગ ધનાશ્રી.

જગતસિંહઃ—

દયાર્દ્ર હૃદયથી દોષ ન દેતી, જાઉં દેવને દરબારે;
દરશ દીધું હત દુર્ભાગીને, પ્રાણ તજ્યા હત પલકારે.

**દેવાંગનાઃ** ( સ્વગત ) હાય, હાય; હું ત્હને દોષ દઈશ ? ધિક્ક છે મ્હારા જીવનને કે સંયોગના અલ્પ સમયમાં મ્હારા યત્કિંચિત્ સ્વાત્માર્પણની મ્હેં પ્રતીતિ કરાવી નહીં. ( ઘુંટણીયે પડતી ) મ્હારા દયાનિધિ નાથ ! મ્હેં ત્હારી કંઈજ સેવા કરી નથી. ત્હારા સુખમય જીવનમાં કટાર મારી, લગ્નને બ્હાને ત્હને મૃત્યુમુખમાં ધક્કો મારી, મરણ સમયે પણ ત્હારા હૃદયમાં, ત્હારા મસ્તકમાં ઘુમી ત્હને દુઃખ દેનારી હું કયે અવતારે છુટીશ ?

**જગતસિંહઃ** દેવાંગના ! તું કયાં હોઈશ ? ત્હારી શી સ્થિતિ હશે ? મ્હેં ત્હને દુઃખી દુઃખી કરી નાંખી.

**દેવાંગનાઃ** (સ્વગત) એ વ્હાલા, એ, અભાગણી અહીંજ ઉભી છું.

**જગતસિંહઃ** દેવાંગના ! આપણા લગ્નનો નિશ્ચય કરાવનાર તે તે આકાશધ્વનિ કે બીજું કંઇ ? ના, ના, આકાશધ્વનિ નહીંજ. જેમના લગ્નને આકાશધ્વનિની આજ્ઞા હોય તે આવાં કષ્ટો ન પામે, આ દુષ્ટ હૃદયની રાજકુમારીસંસર્ગાભિલાષી પ્રબળ વાસનાજ પ્રેત બની મ્હેં ઉઠી હશે. દેવાંગના ! ખરૂં કહે, ચંદ્ર સુર્યને સાક્ષી રાખી કહે, કાળે કરીને ત્હારા હૃદયમાં એમ નહીં આવે કે ત્હને સ્વાધીન કરવા, આકાશધ્વનિ એ મ્હારી કૃત્રિમ સ્વર યુક્તિ હતી ?

**દેવાંગનાઃ** ( સ્વગત ) આટલો બધો નિષ્ઠુર થાછ ? મ્હારામાં સહવાની શક્તિ નથી હાં ? હું છેક એવી નથી હાં ? હાય, હાય, મ્હને બાળી મુકી, ઉભીને ઉભી. આટલો બધો અણુવિશ્વાસ ? તું આવું કોઇ દિવસ ના બોલું, આ ત્હને કોણ બોલાવે છે ? કોણ ? બીજું કોણ ? ( કપાળમાં હાથ મારી ) દુર્ભાગી દેવાંગનાનું દુર્દૈવ.

**ચંડાળોઃ** અલ્યા આ તો મારો બેટો ગાવા માંડયો. જાણે લગનમાં ચાલ્યો.

**બીજોઃ** અરે ડાગળી છટકી ગઇ. જે કરવું છે તે ઝટપટ કરો.

જગતસિંહ: હું ગાંડો નથી થયો. ત્હમારી રાજકુમારીનો મ્હારા પર એવો પ્રેમ છે કે મ્હારા વધની વાત સાંભળી તે તો બીચારી ગાંડી થઇ જશે યા તો પ્રાણ પટકી નાંખશે. ત્હમને ઘેરથી બોલાવીને મ્હારી હકીકત પુછશે ને જે મ્હારો સંદેશો જઇ કહેશે તેને અખુટ દ્રવ્ય આપશે.

દેવાંગના: ( સ્વગત ) વ્હાલા, જીવાડી.

ચંડાળો: ભાઈ લાંબી લાંબી વાતનો શો અરથ ? અમે તો કહીશું કે મરતે મરતે પણ ત્હમને હંભારતો તો.

જગતસિંહ: વળી મહારાજને કહેજો કે.—

નર શઠ, નહીં નારી, નારને દુષ્ટ નેતા,
પ્રણય ઝપટ મારી, ખેલવી દુષ્ટ કહેતા;
નથી પતિત નતાંગી, દૂષિતે દંડ ઝીલ્યો,
સદયી કર પ્રસારી, ઉછરંગે સુતા લ્યો.

દેવાંગના: હેં ? એટલે ? તું જઈશ ને હું જીવીશ ? હશે, ધાર ત્હારે ધારવું હોય તેમ, ત્હારાથી કયાં અજાણ્યું રહેવાનું છે ? ત્હારી પાછળ કેટલા પ્રહર આ પાપિણી કહાડે છે તે.

જગતસિંહ: ( ચં૰ ને ) ગંભીરસિંહ મહારાજને એમ મ્હારી હાથ જોડીને વિનંતી કહેજો કે મ્હેં આપનો અપરાધ કર્યો છે એમ આપ માનો છો તો જેણે આપની રાજકુમારીને કુમાર્ગે ચઢાવી તેણે પ્રસન્ન હૃદયે આપની શિક્ષા માથે ઉઠાવી છે. જેનો બિચારીનો કશો પણ દોષ નથી તેવી આપની પુત્રીને હવે આપને શરણ લ્યો કારણ કે તે કોઇ રીતે દૂષિત નથી, તેમજ તેણે પોતાની પવિત્રતા કોઇરીતે ખોઇ નથી.

( ચંડાળો ખડખડ હસી પડે છે. )

એક ચંડાળ: અલ્યા મરતી વખતેયે જુઠાણું ? એમ કહેને કે છોરૂં કછોરૂં થાય પણ માબાપે ના થવું માટે ત્હમારી છોડીને હંભારજો.

બીજો ચંડાળ: અલ્યા ભાઇ તું તો ચીયા દહાડાનો મ્હોટો ચક્રવતીપતીનો કુમાર કે રાજમહેલામાં રખડું ? આખી દુનીયામાં

ધરતીના ચારે ખુણામાં ફટફટ થઈ જીયું, રાહડાયે જોડાયા ને પાસો મારો બેટો ભ્રમચારી થાય છે.

( દેવાંગનાના હોઠ થથરે છે. રડુરડુ થઇ જાય છે )

**જગતસિંહ:** ( કાને હાથ દેતો, નિશ્વાસ નાંખતો ) બસ કરો, ભાઈ બસ કરો. મ્હારે નથી સાંભળવી એ અન્યાયીઓની નિન્દા (ભૂમિ સામે જોઈ રહેતો ) દેવી ! ત્હારે માથે આ અપવાદ જન્મારાનો !

( થોડીવારે ઉંચું જોતો, ઉશ્કેરાઇ જતો. )

નહીં મરૂં, નહીં મરૂં, મરવાને તૈયાર નથી. સ્વર્ગનું વિમાન સામે આવે, મુક્તિ મળે, ત્હોયે જવું નથી. મરણને પ્રસન્ન ચિત્તે આલિંગવું એ હવે વીરત્વ નથી, જગતનું એક મહત્ કાર્ય રહી જાય અને એક મેષ વા વૃષભ પેઠે મુંગે મ્હોંયે મરી જવુ એ કાયર ભીરૂનેજ ઘટે, મ્હને નહીં. જયાંસુધી જગત જાણે નહીં કે મ્હારી દેવી પવિત્ર છે, જયાંસુધી તેની ખાત્રી કરી અપાય નહીં, ત્યાંસુધી મરણને પ્રયત્ન રહિત વશ થઉં ત્યારે તો મ્હારા જેવો બીજો નામર્દ કોણ ?

ચારને ચપટીમાં ચોળી નાંખવા એ મ્હારે મન રમત છે. ન્હાસી છુટું છું. ગંભીરસિંહને મળું છું.

ગંભીરસિંહ ! હું મરવા તત્પર છું પણ મરતા પહેલાં એકવાર ખાત્રી તો કરી જો ! કે ત્હારી પુત્રી કોણ છે ? ને કેટલી પવિત્ર છે ?

શાન્તિરક્ષક યમદૂતોને સ્વાધીન કર કે તેઓ મ્હને ઉંધે મસ્તકે લટકાવી, જોરબંધ ફટકા મારી, ચામડુ ચીરી સત્ય વાતનો નિશ્ચય કરે: પોતે જાણે ને જગતને જણાવે. અન્ન તથા નિદ્રાનો પ્રતિબંધ કરી સત્ય શોધી કહાડો ને પ્રગટ કરો. મદ્યપાનમાં મસ્ત બનાવી બકવાદ પરીક્ષા કરો. મારો, ચીરો, કરવતપર ચઢાવો, પણ એકવાર જગત કહે એટલે બસ કે 'મ્હારી દેવાંગના ગંગા સમાન પવિત્ર છે.'

**દેવાંગના:** ( સ્વગત ) નહીં માને; પિતાજી તો આટલું કર્યે એ નહીં માને. પ્રભો ! તું તો સાક્ષી છો ! જો હૃદયને વિષયવાંછનાયે કલંકિત કર્યું ન હોય, તો એટલું મ્હારી માડીને ગળે ના ઉતારે ?

માડી ! તુંયે નહીં માનુ ? ત્હારી ક્ષમા યાચુ છું. માવરો તો દીકરીયોના દોષો છારવે. મ્હારે કશુંયે જોઇતું નથી. બન્નેને એકજ

સ્થળે, એકજ સમયે સાથે સુતેલાં જોઇશ. પણ મ્હેં દુષ્ટાચરણ તો કર્યું નથીજ હાં?

ભેદાયું હૃદ સદ્ગુણે જગતના, પ્રેમાંધ હારી ખરી,
છેદાયું તદપિ નથી હજી લગી, કૌમાર્ય મ્હારૂં જરી.
નીતિભ્રષ્ટ નથી, નથી હું કુલટા, ન્હાસી ગયેલી નથી,
ક્ષત્રાણી કુળ માડી આજ લગી મ્હેં, ત્હારી લજાવી નથી.

જગતસિંહ: (ચંડને) ત્હમને આ કામ કર્યા બદલ મહારાજ શું આપતા હશે? એક કામ કરો. મ્હને એકવાર ત્હમારા મહારાજ પાસે લઇ જાઓ. હું દરેકને પાંચસો પાંચસો રૂપીયા આપીશ. મ્હારે એક મ્હોટું કામ કરવાનું રહી જાય છે. મ્હારે તેમને એક મુદ્દાની વાત કહેવી રહી ગઈ છે.

એક વૃદ્ધ ચંડાળ: (ચ્હીડાઇ જતો) મારાં હાહરીનાં છેક ગાંડીયાં ભેગાં થયાં છો કે શું? તાણી બાંધો, તાણી બાંધો. કંઇ ચેનચાળો યે હમજો છો કે નહીં? મારા હાહરીના છેક બેહર છો. ચહકચો. નાહી જશે તો વગર મોતે મરશો.

(ચંડાળો બાંધવા મંડી પડે છે. શરીર ઉપર હાથ નાંખે છે. જગતસિંહ તેમની સાથે બાથંબાથી કરે છે ને છુટવાને તરફડી ફાંફાં મારે છે.)

એક ચંડાળ: અલ્યા આ તો હામો થયો, લાવો આકડાનો હાર ને ઝટ પકડીને નેકાલ કરી નાંખો.

દેવાંગના: (સ્વગત) આખરની પળ આવી. આવું છું સુકુમાર, (ફાટે ઘાંટે) આ આવી સહાય્યે. (દાંત કચકચાવતી) શું કરૂં? સાણે મારૂં? (પગને ઠોકર મારતી). અગ્નીદેવ! અંગુઠામાંથી પ્રગટ થાઓ. (જોરથી હાથ ઘસતી) હાથમાંથી કુમકુમ ઝરો. (ગર્જતી) ચંડી! દુર્ગે! કાલી!

(કેશ છુટા કરી નાંખતી, કપડાં તંગ કરતી સજ થતી.)

વ્હેલી વ્હેલી, પતિભક્તિ પથે, કંટકો સારવાને,
છેલી પ્હેલી, જીવન જીવતે, કંઠ આલિંગવાને;
"હેલી હેલી" કરતી રડજો, બેઉ દેવાંગનાને,
ઠેલી ઠેલી હૃદય સૂચવે, "આખરી આ રવાને."

હે ઇશ ! જોઇ લીધું. ત્હારી ઇચ્છાનું પોત આખરે પ્રગટી ચુકયું. કંઇ નથી. આધીન છું, તૈયાર છું, કહે કયે પગથીયે ચાલવાનું છે તે.

પાપિષ્ટોથી નીતિ વિહીનથી, લોભી અન્યાયીઓથી,
આબાદી રહો તુજ જગતની, ના ટકાયે અમોથી;
ખેલો ત્યાંથી હ્રદય દૂર કરો, લાયકી ના જુઓ તો,
વિશ્રાંતિ દયો, ભજવ્યું ઠીક જો, ન્યાયી ફેંકેય હો તો.

(ક્રોધે ઘુંઘવાઇ ગયેલી, દાંત પીસતી. ચારે બાજુએ નજર ફેંકતી, તિલોત્તમા નથી આવી પ્હોંચી એવી, આખરનો એક ફરી પ્રયત્ન કરી ખાત્રી કરી લેતી.)

તિલોત્તમા: (દોડતી દોડતી આવે છે. ગર્જતી) ફત્તેહ, ફત્તેહ.

(સાત ભ્હારના ભડાકા કરતી દોડતી આવે છે. સર્વેને ગભરાટ ને થથરાટ વછુટી જાય છે.)

ચંડાળો: અલ્યા જીવ લઇને નાહજો, શુજન મહારાજનું લશ્કર હેડયું આવ્યુ એમના જગલાને હારૂ.

(સર્વે ચંડાળો ન્હાસી જાય છે.)

જગતસિંહ: (ચારે બાજુ ઉંડી નજર નાંખી જોતા જોતા) હે પ્રભુ ! આ શો ત્હારો મહીમા ?

(તિલોત્તમા વેગળેથી દેવાંગનાને જુએ છે અને તે પણ તેની સાથે ગુપ્ત સ્થળેજ ઉભી રહે છે.)

તિલોત્તમા: (અતિ હર્ષથી) "કેમ વખતસર આવી પહોંચી છું ને."

(તિલોત્તમાને દેવાંગના હરખમાં ઉંચકી લે છે.)

દેવાંગના: "હા, ખરેખ્ખર વખતસર, સાબાશ સખી શાબાશ."

તિલોત્તમા: કેમ ? ઇશ્વર જે કરે તે સારાને માટે. ખરૂં કે નહીં ? જે સ્થાનેથી ત્હને બ્હાર કહાડી તેજ સ્થાને તપાસ કરતાં નદીની છેક કીનારીયે રેતીમાં દટાયેલું મારફશસ જડી આવ્યું.

દેવાંગના: ગમે ત્યાંથી આવ્યું. આવ્યું એટલે બસ. (મ્હોં પલક પલક થઇ જતે) કષ્ટમયી અંધારી રાત્રી વીતી ગઇ ને હવે સોનાનો સૂર્ય ઉગ્યો.

તિલોત્તમાઃ એતો હું સમજી ગઇ તું જગતસિંહને મળવા અધીરી થઇ ગઇ છું તે. નથી કહેતી "ત્હેં સારૂં કર્યું" નથી કહેતી "ભલી જડી" નથી કહેતી કે "તું ના હોત તો મ્હારી શી વલે થાત" નથી ઉપકાર માનતી કે નથી મ્હેનત જાણતી. સ્વાર્થી માણસ તે આનું નામ, ગરજ સરી ને વૈદ્ય વેરી.

દેવાંગના: કર મશ્કરી જેટલી કરવી હોય તેટલી, બાકી ના રાખીશ.

તિલોત્તમાઃ એમ ? ત્યારે તો પુરીજ કરવા દે. જો તું ના પાડું તો મ્હારા સમ. ચાલ જગતસીંહ જોડે થોડી ગમ્મત કરીયે.

દેવાંગનાઃ ( હસતી હસતી ) ઘેર ગઇ ત્હારી ગમ્મત ! ગમ્મતમાં ને ગમ્મતમાંજ રહી.

તિલોત્તમાઃ આવ ઘટામાથી બ્હાર આવ, કે જગતસિંહ આપણને જોઇ શકે.

જગતસિંહઃ ( આજુબાજુ ફરતો ને જોતો ) ઐશ્વરી સહાય્ય કોણ નિમિત્તે આવી ?

( તિલોત્તમા તથા દેવાંગના ખડખડાટ હસે છે, તેનો અવાજ સાંભળી તે તરફ જગતસિંહ જાય છે. )

જગતસિંહ અરે પરોપકારિણી સાધ્વીયો ! આપ કોણ છો ?

તિલોત્તમાઃ અમે બન્નેયે આ વનની વનદેવીયો છીએ. ત્હમારો દુખમય હૃદયભેદક પોકાર શ્રુણી, ( દેવાંગનાને આગળ ધકેલી ) આ મ્હારી સખીનું હૃદય હાથમાં ન રહેવાથી અમોયે ત્હમને બચાવ્યા.

દેવાંગનાઃ ( સ્વગત ) મુઇ છેક લાજ વગરની છે તો.

જગતસિંહઃ મહા ઉપકાર, હું તેમનો જન્મોજન્મનો આભારી છું.

તિલોત્તમા: આ અમારી સખી ત્હમારા ઉપર અતિ પ્રસન્ન છે. જે વર જોઇતો હોય તે યાચી લ્યો. રાજ્યની ઇચ્છા છે કે દ્રવ્યની ?

દેવાંગનાઃ અરે વાહ તું "પ્રસન્ન છે" કહેવાવાળી.

જગતસિંહ: વનદેવીયો ? અનેક ખટપટ, અન્યાય, જુલમ અને વિષયથી ખદખદતા નરકરૂપ રાજ્યની મ્હને ઇચ્છા નથી. સામિપ્યથી

અસંતોષ ઉપજાવનાર, સ્નેહીમાં ક્લેશ કરાવનાર, અને મરણકાલે કંઇકને વાસનાબળે સર્પયોનિમાં ઘસડી જનાર, લક્ષ્મીની પણ મ્હને ઇચ્છા નથી.

**તિલોત્તમા:** ત્યારે ત્હમને કશાયે ઇચ્છા નથી ?

**દેવાંગના:** ( સ્વ. ) શું ત્યારે હવે મ્હારીયે ઇચ્છા નહીં રહી હોય ?

**જગતસિંહ:** ( ધીરે ધીરે લજવાતે ) માત્ર સ્વજનની ઇચ્છા છે.

**તિલોત્તમા:** ત્યારે તે તો આ મ્હારી સખી જાણે. એમાં મ્હારૂં કામ નહીં. ( વેગળી જઇ ઉભી રહે છે. )

**દેવાંગના:** સ્વજન એટલે કોણ, માતા પિતા કે મિત્ર ?

**જગતસિંહ:** ન માતા ના પિતા દીઠા, મળ્યા ના મિત્ર કો મીઠા,
ન ભ્રાતા કો ન કો ત્રાતા, અમે બે રામને સીતા.

**દેવાંગના:** ( જરા ચાલવા માંડતી. ) અરે ? ત્હમે પુરૂષ થઇને એક વનદેવી આગળ આવું આવું બોલતાં શરમાતા નથી ?

**તિલોત્તમા:** ( વેગળી રહી રહી ચાળા પાડે છે ) હં, શરમાતા નથી ? બોલવાનું તો શું પણ આ વનદેવી તો હાથ ઝાલવાનીયે ના પાડે એવી નથી.

**જગતસિંહ:** ( દેવાંગનાને જતી અટકાવીને ) મ્હને ક્ષમા કરો, ક્ષમા કરો. હું મૂર્ખ છું. દેવાંગનાનો દીવાનો છું. વિવેક વિચાર સર્વે એ સુંદરીના ધ્યાનમાં ભુલેલો છું. આપે જીવિતદાન આપ્યું એ મહા ઉપકાર, પણ તેના વિના હજીયે હું તો દુઃખ દરીયામાંજ ડુબેલો છું.

**દેવાંગના:** (સ્વગત) જીવ ! ત્હારૂં જન્મ્યું સફળ. ( જ૦ને ) એવું તે શું છે ત્હમારી પ્રિયામાં ? કદાચ ત્હમારો અતિ પ્રેમ હશે ત્હોયે આ લોલુપતા શી ? આ જન્મ પૂર્ણ થયો ને બીજો થયો એટલે ત્હમે કોણ ને ત્હમારી દેવાંગના કોણ ?

**તિલોત્તમા:** ( સ્વગત ) અહંહંહં, આ આત્મપ્રશંસા સાંભળીને પડી ના જાઓ, બો બો સંભાળજો.

**જગતસિંહઃ** ઈશ્વરનો નિયમ આપને ક્યાં જ્ઞાત નથી ? કર્દમ ને દેવહૂતિ તેજ કશ્યપ ને અદિતી, તેજ દશરથ ને કૌશલ્યા, અને તેજ વસુદેવ ને દેવકી. જ્યાં લગી બન્નેને પરસ્પર માટેજ પ્રબળ વાસના, શુદ્ધ પ્રેમ તથા પુણ્યસંગ્રહ હોય ત્યાં સુધી ઇશ્વર અંતરાયે આવતો નથી.

**દેવાંગનાઃ** એ તો સત્ય છે પણ તમો ત્હમારી પૂર્વની પ્રિયા છે એમ ઓળખો ખરા ?

**જગતસિંહઃ** હા, હા. ઓળખુંજ. મ્હારા ચક્ષુને તેના દર્શનથી કંઇ જુદીજ ઝાંખી થાય, મ્હારી શ્રવણેન્દ્રીને તેના સ્વરથી કંઈ અલૌકિકજ અસર થાય. મ્હારી નાસીકેન્દ્રી તેના શરીરમાંથી પ્રસરતા કમલપરાગને સત્વર પરખી કહાડે. ને મ્હારી સ્પર્શેન્દ્રી તો તેની રાખનેયે પીછાની લે.

( એકદમ ગાંડા જેવો બની જતો. )

બસ બસ, મ્હને છોડો, મ્હારી ઇન્દ્રીયો કહ્યું તેમજ કરે છે, મારો પવિત્ર આત્મા તેજ વાતની સાક્ષી પુરે છે. મ્હારી પ્રિયા આજ વનમાં વિખુટી વિચરે છે.

( ચારે બાજુયે ગાંડા જેવો ફરતો. )

પ્રિયે ! પ્રિયે ! દેવાંગના ? અહો ગંગા સમાન પવિત્ર પ્રિયે ! અહો દુર્ભાગી જગતની જીવનદોરી ! ક્યાં છું ? આ જગલાની નેત્રાંજન શલાકા, આ અઘોર વનમાં મારે માટે રખડતી તો નથી ? હું આ રહ્યો.

બોલ, બોલ, તન મન ધન અર્પણ કરીનેયે ત્હારો ભિક્ષુક તરફડીયાં મારે છે તેને કરૂણા કટાક્ષે જીવતો રાખ.

**દેવાંગનાઃ** ( સ્વગત ) વ્હાલા ! મ્હારા જેવી એક ક્ષુદ્ર સ્ત્રી માટે વિયોગમાં આમ ટળવળતા હશો ? મુંઇ હું; બળ્યું મ્હારૂં જીવ્યું. ( તિ૦ ને ) સખી ! સખી ! આવું તો નથી સ્હેવાતું. સખી ! હવે તો નથી રહેવાતું. મ્હને જવા દે. મ્હારા, મરણના મુખમાંથી મુક્ત થયેલા; નવીન અવતાર ધરી ઉભેલા સ્વામીને અલિંગવા દે.

**તિલોત્તમાઃ** કોણે ના પાડી છે ? હાથે કરીને વિલંબ કરૂં છું ને ? હું તો મ્હારી મેળે વેગળીજ સરી છું સ્તો !

( તિલોત્તમા પડદામાં ચાલી જાય છે. )

**દેવાંગના:** ( જોરથી ) આવી પ્રાણનાથ આવી. આ આવી મ્હારી ચરણની રજ. ( જોરથી આલીંગે છે. )

( જગતનું મુખ અંગુઠા ને બાકીની આંગળીયો વચ્ચે ધરીને પોતાના નયન તરફ ફેરવીને અતૃપ્તિથી મુખડું નિહાળી નિહાળી જોતી.)

મ્હારા સૌભાગ્યના શૃંગાર ? તું મ્હારા સદ્‌ભાગ્યે મરણભયથી મુક્ત થયો ?

**જગતસિંહ:** ( દેવાંગનાના મુખપર હાથ ફેરવતો. ) હા વ્હાલી ! ત્હારા સતીત્વ તથા પ્રારબ્ધના પ્રતાપે.

**દેવાંગના:** ( અતિ હર્ષથી ઘેલી થઇ જતી. ) વ્હાલા ! વ્હાલા ! મ્હારૂં કાળજું ઉથલી જાય છે. મ્હારી છાતી હર્ષથી ફાટી જાય છે. કંઇ ઉપાય કર હું ગાંડી થઇ જઇશ હાં ? મ્હને છાતી સરસી દબાવી લે. સંભાળી લે. વ્હાલા ? ત્હારા મરણના મુખમાંથી થયેલા છુટકારાની ન બનવા યોગ્ય ઇશ્વરકૃપાજન્ય ઉપકારવૃત્તિ આ કુમળું મસ્તકે શમાવી શકતું નથી. મ્હેં તો ઇશ્વરને કોઇ દીવસ સંભાર્યોયે નથી. હાય, હાય, આપણે માટે એને આટલી બધી ચિન્તા ? કયાં મ્હારૂં નદીમાં પડતું નાંખવું ? કયાં અહીંજ નીકળવું ? હાય હાય આપણે અવગુણીયાં છીએ. આખું જીવન પ્રભુની ભક્તિમાં વ્યતિત કરીયે ત્હોયે એના શતાંશ ઉપકારનો બદલો વળાય નહીં. આ તે શું ? મ્હારૂં ભાગ્ય આવુ શી બાબત હોય ? મ્હેં શું કર્યું છે ? તું કયાંથી જીવંત રહ્યું ? ( એકદમ જગતના સોડીયામાં માથું નીચું ઘાલી દેતી ). મગજમાં ઝાટકા વાગે છે, વિદ્યુત્‌ના તડતડાટ થાય છે, નાસીકા તુટે છે, હૃદય ફુટે છે, હું તો ગઇ, ચાલી હાં ?

**જગતસિંહ** ( દેવનું માથું ઉંચું કરતો, ચક્ષુને ચક્ષુ મળી રહે તેવી રીતે બે હાથે ઝાલી રાખતો.) સતિ ! ધીરજ ધર, ઇશ્વરનું સ્મરણ કર, દૃષ્ટિ વિશાળ કર. આપણે તે કોણ પામર ? ઇશ્વરની અકલિત માયાનો ચિતાર તાદશ્ય કર. એકી વખતે આખા જગતનું જે પોષણ કરે છે, જેણે રાવણ, હિરણ્યકશીપુ જેવા ભૂમંડળમાં ત્રાસ વર્તાવી

રહેલાઓથી આલમ ઉગારી છે તેના પ્રભાવ આગળ એક ક્ષુદ્ર મનુષ્યને જીવનદાન મળ્યું એમાં શું ન બનવા જેવું બન્યું છે? શાણી થા, હૃદયનું દૌર્બલ્ય દૂર કર

**તિલોત્તમાઃ** (દેવાંગનાનો જોરથી હાથ ખેંચતી.) (જગતને) હવે આપ એને છુટી કરશો? (દેવાંગનાનું મુખ પોતા તરફ ફેરવી) આય હાય, તું તો ઘેલી રાધા છું. વિયોગમાં ઘેલી ને સંયોગમાંયે ઘેલી.

**દેવાંગના** (સ્હેજ લાજતી હસતી હસતી) છો અમે ગાંડાં તો ગાંડાં.

**જગતસિંહ** કોણ બ્હેન તિલોત્તમા? આ જગત ત્હમને પ્રણામ કરે છે.

**તિલોત્તમાઃ** પ્રણામ કરો પરમાત્માને કે જેની કૃપાયે આપણને આ સુખનો દીવસ દેખાડયો.

**જગતસિંહઃ** સાચું કહો છો બ્હેન! ભગવત્કૃપાફલની કલ્પના આપણ પામર જીવોને શું હોય? ભોળા મહાદેવ તથા દયાળુ પાર્વતીજી-માતાની માત્ર નજરે પડેલા કંઇક દુઃખી જનો અનાયાસે સંસારને તરી ગયા છે. નીચ કુકર્મો કરનારી ગણીકા જ્યારે પુર્ણપુરૂષોત્તમ સભામાં પધાર્યા ત્યારે "જય જય" ના ઘોષથી કૃપા કટાક્ષે વિણ પુરૂષાર્થે મુક્તિ પામી ગઇ.

**તિલોત્તમાઃ** હું તો થાકી ગઇ છું. નદીતટે સ્નાન કરી થોડાં ફુળો તોડી લાવું છું.

**જગતસિંહઃ** ચાલો બ્હેન સાથે આવું.

**તિલોત્તમાઃ** (ચાલવા માંડે છે.) કંઇ જરૂર નથી, ત્હમે વિશ્રાંતિ લ્યો, થાકેલા છો.

**દેવાંગનાઃ** પ્રાણનાથ, શું કરીશું?

**જગતસિંહઃ** ઇશ્વર સ્તુતિ વિના બીજું શું કરવા યોગ્ય છે?

(બન્ને ઘુંટણીયે પડી ઇશ્વર સ્તુતિ કરે છે.)

ગાયન.*

જય જય જગદાધાર, સ્તવીયે જય જય જગદાધાર,
નૌકા તારી ઉતારી ભવપાર— સ્તવીયે૦

સકલ જગત જન બાલ ત્હમારાં, પુણ્યવાન પાપી સૌ ત્હારાં,
તુજ એક સરીખો ઉપકાર, સહુ પર એક સરીખો ઉપકાર.

સાખી.

ભવાટવીમાં ભટકતાં, આવે નહિ કદી પાર;
તારનાર પ્રભુ એક છો, દીયો ભક્તિનો સાર. જય જય૦

( એક ખંદુકના અવાજે સામે એક દશ્ય દષ્ટિયે પડે છે. સામા સામી બાજુમાં મહા પ્રકાશ દેખાય છે. કૃષ્ણની ને રાધાની આકૃતિ દષ્ટિયે પડે છે. બીજી ક્ષણે પરસ્પર આલિંગને એકરૂપ થતાં દષ્ટિયે પડે છે. બન્ને ચકિત થઇ જોઇ રહે છે. )

બન્ને: ઓહો, આ તો શ્રી રાધાકૃષ્ણનાંજ પ્રત્યક્ષ દર્શન. (બન્ને પગે પડે છે. શ્રી રાધાકૃષ્ણ અદશ્ય થાય છે. )

દેવાંગના: પ્રાણનાથ! શું જોયુ? શું વિમળ સ્નેહીયોના પુણ્યમય વિયોગને અંતે થતા સંયોગમાં આનંદમય શ્રી રાધાકૃષ્ણનાં દર્શન થતાં હશે? ત્હમે એ જોયું? કે એ જાણે કોઇ દુઃખથી નિશ્ચિન્ત થઈ આનંદમાં આવ્યાં હોય એવાં દેખાતાં હતાં. આપણા વિયોગકાલમાં શું એઓ વિયોગ દશા અનુભવતાં હશે? આપણે માટે?

જગતસિંહ: આપણે એકલા માટે નહીં. આપણા કરતાં ગંધર્વ, યક્ષ, કિન્નર, દેવ એવી અનેક ઉચ્ચ યોનિ છે, તેને માટે; તેમજ તેટલેજ અંશે ચતુષ્પાદ, પક્ષી, કૃમી કીટને માટે; પુષ્પ પલ્લવ તથા પત્થરનેય માટે.

દેવાંગના: આ દશ્ય શાને માટે નિર્મ્યું હશે?

જગતસિંહ: ભક્તિમાંથી જ્ઞાનોદયને કાજે, ડગતા વિશ્વાસને દઢીભુત કરવા માટે. દુઃખમાં મિથ્યા દષ્ટિ તથા અવગણના બન્ને વૃદ્ધિંગત કરવા માટે. જો રાધાકૃષ્ણમાં સત્ય ભક્તિ હોય તો તેમના ભક્તો તેમને દુઃખ થતું જોઇ ન શકે. તેમને દુઃખી થવા ન દેવાં હોય

* ( આશાવરી. ) સરજનહાર જગ કીરતાર—એ ઢબ ઉપરથી.

તો પડેલું દુઃખ હસતે મુખે સહન કરી દુઃખ ને સુખ સમાન ગણી લેવું જોઇયે, કેમકે ભક્તોના દુઃખને પ્રભુ પોતાના દુઃખરૂપેજ સ્વીકારે છે. ભક્ત ને ભગવાન એક સ્વરૂપ છે.

**દેવાંગના:** સત્ય છે ભક્તિજ્ઞાન શિરોમણી? આજથી આ દેવાંગનાનું દષ્ટિબિન્દુ બદલાયું. પ્રાણનાથ! આજથી હવે આપણો સંબંધ જુદા જ પ્રકારનો થયો. મ્હને અજ્ઞાનીને ઉન્નતિના માર્ગે ચઢાવી જીવનનું સાર્થક થાય એવી કૃપા કરશો.

**જગતસિંહ:** મનુષ્ય ગુરૂ હોવાનું અભિમાન શું કરે? ઉચિત સમયે શ્રી કૃષ્ણ પરમાત્મા પોતે જ અધિકારીને એક માર્ગેથી બીજા ઉચ્ચતર માર્ગે દોરી જાય છે. મહાપુરૂષ સેવા, ગુરૂ કૃપા, ધર્મ શ્રદ્ધા, પ્રભુપ્રીતિ, પુણ્યકર્મ, નવધાભક્તિ, જ્ઞાન, તથા પરાભક્તિ એ ઉત્તરોત્તર માર્ગે ચઢાવી, એક માર્ગ તથા બીજાના સંગમ સ્થળે વિશેષ કૃપા કરી છેવટે તેજ પોતાને શરણે લઇ લે છે.

**દેવાંગના:** નાથ, મ્હને એજ મહા માર્ગે ચઢાવો. જગતનાં સર્વ સુખ તે સુખ આગળ ક્ષુલ્લક છે.

**જગતસિંહ:** યથાશક્તિ પ્રયત્ન કરીશ. પરમ સુખનું બરાબર મૂલ્ય થવા માટેજ અહીંનાં તાત્કાલિક સુખ દુઃખની યોજના, એક સાધ્યે સર્વ સધાય તે માત્ર ઇશ્વર ભક્તિ.

(નેપથ્યમાંથી અવાજ આવે છે.)

ઓ બાપરે બચાવો બચાવો, મને લઈ જાય છે.

(બન્ને ચમકે છે.)

**દેવાંગના:** (શોકાન્વિત હૃદયે.) પ્રાણનાથ! વિપત્તિની વૃષ્ટિ એક પલવાર અટકી પાછી મૂશળધાર વરસવા લાગી. આ ચીસ તિલોત્તમાનીજ.

**જગતસિંહ:** (ચમકતો) હેં?

**દેવાંગના:** જુઓ જુઓ આ આકાશમાર્ગે વિમાન ચાલ્યું. કોઇ દુષ્ટ તિલોત્તમાને લઈ ચાલ્યો.

(બન્ને ભીની આંખે ઉડતા વિમાન સામે જોઈ રહે છે. લાચારીથી દાંત કચકચાવે છે, છાતીમાં હાથ મારે છે. રડે છે. હાય પોકારે છે.) (વિમાન અદૃશ્ય થાય છે.)

## દ્વિતીય અંક સમાપ્ત.

## પ્રવેશ ૧ લો.

[ સ્થળ: બે ગામ વચ્ચેના માર્ગમાં. ]

( ડૉકટર, પ્રધાનાધ્યાપક તથા જમાલ નાચતા નાચતા આવે છે. )

ગાયન.*

જોયફુલ જોયફુલ, લેટસ્ ડેન્સ લેટસ્ ડેન્સ ફુલ. જોયફુલ૦ (૨)
પ્રફુલ પ્રફુલ, નૃત્ય કરો સૌ બની મશગુલ;........જોયફુલ૦ (૨)
વિષયસિંહનો ડખ્ખો ગુલ, બચાવી લીધી મ્હેં બુલબુલ.
ડેરી ડુમ ડેરી ડુમ સીંગ ખ્રીસ ફુલ, લોંગ લીવ લોંગ લીવ પ્રોટોશ રૂલ
દરી દુમ ગાઓ હર્ષ વિપુલ, દિર્ઘાયુષિ હો પ્રોટીશ રૂલ. જોયફુલ૦

( વારાફરતી " મ્હેં બુલબુલ " કહી છાતીયો ઠોકે છે. )

**જમાલ:** ( પ્રેક્ષકને ) દેખો ભાઇયો ! યે ડૉકટર નાચતા હય ઉસકા તો કારન હય કે રતિકલા પાઈ, ઔર થી વિષયસિંહસેં દુષ્મનાઇ; મૈંય નાચ રહા હું, વોભી ઠીક હય કયું કે બનાઇ ભવાઇ; પન મેરા બેટા યે બુઢીયા કયું નાચ રહા હય? કી હાતસેં ગઇ લુગાઇ ઓર આબરૂકી આબરૂ ગુમાઈ!

**પ્રધાનાધ્યાપક:** ડૉ. રોય ! મ્હને તો આ પ્રદેશની હવા અને સીનેરી ઘણીજ મઝેની લાગે છે. જાણે મેઘદૂતમાં આપેલું વર્ણન કાલિદાસે અહીં આવીનેજ લખ્યું ન હોય ?

**ડૉકટર:** રાઈટ ( ખરૂ ), આ આખો પ્રદેશજ સેનીટોરીયમ ( હવા ખાવાનું સ્થળ ) જેવો જણાય છે.

**જમાલ:** (પ્રેક્ષકોને) સેનીટોરીયમકા માયના કયા ? કબ્રસ્તાન ?

**ડૉકટર:** ( હસતે હસતે ) હું ધારૂં છું કે આટલે દુર આવ્યા છીયેં તો આપણે મિસ્તર જમાલને ત્યાં પણ થોડા દિવસ આવા ઉત્તમ પ્રદેશમાં હોલ્ટ ( મુકામ ) કરીયે તો ખોટું નથી.

**જમાલ:** ( ચમકતો સ્વગત ) મર ગયા, આઝાબાદ મર ગયા. " યા ખુદાતાલા !! હમારા ખાનેકી આસ ? જાય ડાકટરકા સત્યાનાસ !

* અંગ્રેજી "ડેરી ડેરી" ની રાગ ઉપર.

ઘરમેં ન મીલે ખટ્ટી છાસ, ઘર જાકે પુકારના પડેગા! "ચઢીયો ખીચડી માસ છ માસ" (જરા વિચારમાં પડતો) લેકીન જો હોતા હય વો ઠીક હોતા હય, અપની મુરાદ બર આયગી. (ડૉ૦ને) અબે હમકુ 'મીસ્તર મીસ્તર' મત કરો. હમારા ગાંવમેં સબ હિન્દુ વૈસા પુકારતા હય:—

ઘણા મીસ્તરો અસ્તરો લઇ ફરે છે,
મળ્યે ના ઘરાક્, સેલ્ફ શેવીંગ* કરે છે.

પ્રધાનાધ્યાપક: માફ કરો; પણ ત્યારે તમારૂં +ફુલ નામ શું?

જમાલ: જમાલ જાફર.

· પ્ર૦ ને ડૉ૦: હં, હં, સમજ્યા જમાદાર જમાલ જાફર.

જમાલ: દોનું સીકલી સીકલ, (ઉંચે સ્વરે) જમાદાર સરનેમ (અટક) કયું લાયે? ઓર લાયે તો લાયે, મગર ગાર્ડકા ડબ્બા ઇન્જીનકી ભી આગે કયું લગાયે?

ડૉકટર: (મુંઝાઇને હસતો) જમાલ જમાદાર કહો કે જમાદાર જમાલ કહો એમાં ફેર શો આવી જાય છે?

જમાલ: (બેની વચ્ચે ઉભો રહી બેની કાનપટ્ટી પકડી બેને જુદી જુદી દિશામા આમળી) યું ફીરાયા ઔર યું ફીરાયા ઉસમેં કુછ ફરક હય યા નહીં?

ડૉકટર: (કાનપટ્ટી ઝટ છોડાવી નાંખી વેગળો જઈ ઉભો રહેતો. પ્રેક્ષકોને) વાતની વાત ને કરામતની કરામત.

પ્રધાનાધ્યાપક: ડૉકટર! આપણે તો જમાલને ઘેર જવાનો વિચાર માંડી વાળ્યો.

ડૉકટર: કેમ સ્ક્રુ ×ટાઇટ કરવામાં કુશળ છે તેમાં? શું કરવું પ્રોફેસર સાહેબ! આપણે જીયોલોજી, બાયોલોજી, થીયોલોજી, વીગેરે વીગેરે સાયન્સ વિજ્ઞાનશાસ્ત્રો શીખ્યા, પણ જન્મ ધરીને ફુંસોલોજીનો કક્કો ઘુંટયો નહીં એટલે પ્રેકટીકલ હેંહેંલોજીથીજ આપણે તો દુનીયા જીતવાની રહી.

જમાલ: (ધમકાવતા સ્વરમાં પ્ર૦ને) સંસ્કૃતમેં દારઃ કા માયના કયા હોતા હય?

---

* પોતાની હજામત. + પુરૂ. × મજબુત.

ડૉક્ટરઃ ( સ્વગત ) જરા દુરથી વાત કરે તો ઠીક પડે.

પ્રધાનાધ્યાપકઃ દારઃ એટલે અર્ધાંગના, સ્ત્રી, બૈરી, ઓરત, લુગાઇ વાઈફ, બેટરહાફ. ( ડૉ. તરફ જોઇને ) દારઃ શબ્દ ઘણો અનીયમીત. દારાઃ દારાન્ દારૈઃ દારેભ્યઃ દારેભ્યઃ દારાણામ્ દારેષુ હે દારાઃ ( ઉપરનું બોલતે વાંકું ચુંકું મ્હોં થાય છે ને એમાંજ લીન થઇ જતાં પ્રોફેસરનું હાસ્ય થાય છે. ડૉ. ને ) મ્હારી સ્મરણશક્તિ તો ઘણીજ સારી. હજી તમે પુછો તો બધું મ્હોંયે હાં? શકલ પચસુચી રીચ વચ વીચ સીચ પૃચછી ત્યજ નિજીર્ ભજઃ હજી બોલું બીજું?

જમાલઃ (પ્ર. ને ) આ તુમારા ગ્યાનદેવકા પઢાયા ભેંસકા ભાઈ જેસા યે કયા બેદ ચલા રહા? મૅય કુછ ઓરત હું? હમકું જમાદાર કભી નહી કહેના. ( ડૉ૦ને ) તુમકો જમાકા માયના તો અચ્છા માલુમ હય. તુમારા ભૈયા, સફાખાનાકા માલક, હોટલવાલા સબ કોઇ પૈસે બદલ બુમ મારતા હય. હમતો કોઇકા જમા નહીં રખતે હેં; તો હમકુ જમાદાર કૈસે કહેતે હો?

ડૉક્ટરઃ મીયાં સાહેબ ગુસ્સો ના કરશો. ઇન્સ્પેક્ટર ( ફોજદાર ) કહીશું.

જમાલઃ ( ગુસ્સે થઇને ) ઉંહ્ (!) કયા મૅય ટર ટર કરતા હું? કયા મેરા બદનમે ભુતપલીત* હે? હમારા ફુલ નેમ ( પુરૂ નામ ) જમાલ જાફર હય, આયા ધ્યાનમેં? તો મેરેકુ જમાભી નહીં કહેના ઔર દારભી નહીં કહેના. ઔર જમાદાર કહા તો ગુન્હાકી દો કલમેં હો જાતી હય.

ડૉક્ટરઃ જમાલ જાફર તમે સારાની સંગતમાં રહ્યા પણ ત્હમારી મીયાંભાઇની મારકણી જાત એની એ.

જમાલઃ હમારી જાત તો બહોત ગરીબ રહેતી હય; તુમારા હિન્દુઓમેં દેખોને? શશિકલાને કયસા બ્હાર ઉડાયા?

પ્રધાનાધ્યાપકઃ ( ચ્હીડાઇને ) ત્હમે પારકી સ્ત્રીની ને તેમાં વળી તેના સ્વામી સમક્ષજ આમ અપશબ્દો બોલતાં શરમાતા નથી? " This is the first time I have reasons to imagine such people do live under the British Rule."

---

*સ્પેક્ટર=ભુત.

(બ્રીટીશ રાજ્યમાં આવા માણસો વસે છે એમ માનવાનો મ્હારે આ પ્હેલોજ પ્રસંગ છે. ડૉ૦ને ) કેમ ત્હમે કંઇ બોલતા નથી ?

ડૉકટરઃ (પ્ર૦ને) આપણે કોઇની પંચાતમાં પડતા નથી; તે દીવસેયે હું કયાં બોલ્યો હતો ? આપણે તો " non interference* " ના પક્કા હીમાયતી છીયે.

પ્રધાનાધ્યાપક: પણ પોતાની સ્ત્રીની અવગણના પોતાની સમક્ષજ થતી સાંભળી રહેવી એ સ્ત્રીનો ગુન્હો કર્યો ગણાય કે નહીં ?

ડૉકટરઃ અલબત ગણાય. પણ મેટ્રીમોનીયલ એકટમાં ( લગ્ન સંબંધી કાયદામાં ) એક સેવીંગ કલોઝ ( લાભની કલમ ) છે તે તમે વાંચ્યું નથી લાગતું. " વૃદ્ધ અશક્ત અથવા કમનસીબ પુરૂષો કે જેઓના સ્વામિત્વ હક્ક ઉપરથી લગ્નથી કહેવાતી તેમની સ્ત્રીયોયે શીથીલવૃત્તિથી અતિક્રમણ કર્યું હોય તેઓને તેમની સ્ત્રીને માટે જીવ જોખમમાં ન નાખતાં તટસ્થ રહેવાનો સ્વરક્ષણ હક્ક આ કલમ નંબર ૨૪૨ ઠ સેવીંગ કલોઝ નંબર ૪ થી આપવામાં આવે છે. "

પ્રધાનાધ્યાપક: ત્હમે કહો છો એ કલોઝ જુના એકટમાં નથી હાં ?

ડૉકટર: અંહંઅ્, આ બધા એમેન્ડમેન્ટ ( સુધારણાઓ ) સાંપ્રતકાળમાં થયેલી છે. જુના એકટમાં તો છેજ શું ? તે વખતે ના મળે સીવીલીઝેશન કે ના મળે કોઇ અક્કલવાન જુના એકટનો પ્રીએમ્બલ ( મુળ સુત્ર ) જોવા જાઓ તો કશુંયે ના મળે. માત્ર " He for God and she for God in him. " ( પુરૂષ પરમેશ્વરની સેવા અર્થે, સ્ત્રી સ્વામિમાં પરમેશ્વરદષ્ટિ રાખી તેની સેવાને અર્થે. )

પ્રધાનાધ્યાપક: એવા તો ઘણા બુદ્ધિશુન્ય હોય છે. એક સ્ત્રી જાતિનો તથા અક્કલનો દુષ્મન કહે છે.

Man for the field and woman for the hearth

( પુરૂષ લઢાઇ માટે, સ્ત્રી કઢાઇ માટે. શરમ છે શરમ છે )

( આંખો મીંચી દઇ માથુ ઉંધું ઘાલી હલાવતે હલાવતે ). No, no, no, no. Simply untolerable. ( નહીં નહીં નહીં. મનુષ્યની સહનશક્તિ ઉપરાંતની વાત. ડૉ૦ નું ખાસ ધ્યાન આકર્ષીને ) यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवता: શું

---

* અલગવૃત્તિ.

સમજ્યા ? આ મહાસૂત્રનું રહસ્ય ત્હમારાથી જીવનપર્યંત સમજાય એમ નથી. એ સૂત્ર સાંભળ્યું હતું ખરૂં કહી ?

ડૉક્ટર: એ સૂત્ર તે કાંઇ અજાણ્યું હોય ? કોઇએ માસિક કહાડ્યું તો તેના મુખપૃષ્ટપર એ સૂત્ર છાપી કહાડવામાં આવે. કોઇયે સામાજીક લેખ લખ્યો ને તેમાં કંઇ સ્ત્રી વિષે કથન થયું તો તે સૂત્ર લાગલું ઘુસાડી દેવામાં આવે. કોઇયે કંઇ ભાષણ આપ્યું ને તેમાં સારો લાગ ફાવ્યો તો વક્તા એ સૂત્ર ગગડાવે છે અને પુરૂષે જો જરા ઘર કામકાજમાં બ્હીતે બ્હીતેયે ખોડ કહાડી તો તેને આજ સૂત્રથી આપણી "બાનુઓ" તથા "સન્નારિયો" ખખડાવે છે.

પ્રધાનાધ્યાપક: ત્હમે રસવિહિન છો એટલે ત્હમને આ સૂત્રનો સાક્ષાત્કાર શાનો થાય ?

ડૉક્ટર: હા. તેટલો ભાગ્યવાન હું નથી. આપ છો. આપ તે દિવસે મ્હને "જુઓ શી રમત ચાલી રહી છે." એમ કહીને બતાવતા હતા ત્યારેજ મ્હને વ્હેમ આવ્યો હતો કે "વખતે એમ તો ન બન્યુ હોય (?) કે આપની નારી પૂજાથી પ્રસન્ન થઇ..."

પ્રધાનાધ્યાપક: ( ગુસ્સે થઇ ) જમાલને શું કહેવું ? ત્હમારામાંજ ક્યાં સભ્યતા કે સ્ત્રીજાતિ માટે પૂજ્યવૃત્તિ છે ?

This is the first time I have reason to imagine that people of your mentality after education both here and at home, do live under the British rule.

અહીં અને વિલાયતની કેળવણી લીધા પછીયે ત્હમારા જેવા વિચારવાળા માણસો બ્રીટીશ રાજ્યમાં વસે છે એમ માનવાનો મ્હારે આ પ્હેલોજ પ્રસંગ છે.

( દમમાં ) શીખો શીખો, હું ત્હમને શીખવાડું તે એ મહાસૂત્રનો અર્થ શીખો.

ડૉક્ટર: ત્હમારે બધુંયે "This is the first time" છે. ( આપ્હેલોજ પ્રસંગ છે. ) માટે હું શીખવાડું તે અર્થ ત્હમેજ

શીખી લ્યો. ત્હમારો અર્થ સાંભળી સાંભળીને તો કાન બ્હેરા થઇ ગયા છે.

**પ્રધાનાધ્યાપક:** (અધિરાઈભર્યા ગુસ્સાથી) શું શું ત્હમે વળી કેવો અર્થ કરો છો (?).

ડૉક્ટર: એ સૂત્રનો અર્થ એવો છે કે જે દેશની સ્ત્રીજાતિયે એવી યોગ્યતા પ્રાપ્ત કરી હોય કે પુરૂષજાતિને ત્હેમની ઉચ્ચતાનો સ્વિકાર કરવો પડે, તથા જે દેશના પુરૂષો એવી સંસ્કૃતિને પામ્યા હોય કે સ્ત્રીજાતિની તેટલી યોગ્યતા જોઇ તેમની ઉચ્ચતાનો સ્વિકાર કરવા ઉપરાંત ત્હેમને પુરૂષની સ્વાભાવિક ઉચ્ચતરતા વિસ્મરી પૂજનીય ગણે, તે દેશ ઉપર દેવજનોની કૃપાવૃષ્ટી થાય છે. નારી એટલે પત્ની નહીં.

અત્યારે તો એનો અર્થ વિપરીત થઇ બેઠો છે. બીજો કોઇ તો સામુયે જુએ એવું ચારિત્ર્ય હોય શાનું ? એટલે જેનો છુટકો નહીં એવા પોતાનાજ પુરૂષ પાસે પૂજા કરાવવી રહી. એટલે કેટલાક, પત્નીશ્રી આંખો ચોળે ને ઉઘાડે તે ક્ષણે, પ્હેલો ચહા તૈયાર કરી રાખી આંખ ઉઘડતાની સાથેજ પ્યાલામાં કમલનયનનું પ્રતિબિમ્બ પડે એમ ધરીને ઉભા રહે છે. કેટલાક સ્નાન કરતા પહેલાં ગરમ પાણીની વ્યવસ્થા જોઇ, સ્નાન દરમ્યાન વસ્ત્રની કલ્લઇ કરી રાખી, સ્નાનાન્તે શામો ન હોવાથી જરા છબછબાવી નાંખે છે. કેટલાક, બાઈ સાહેબ હાર્મોનીયમ વગાડતાં હોય ત્યારે પાછળ ઉભા ઉભા પંખો ઉડાડે છે. અને કેટલાક બીજે દીવસે "પતિ ધર્મ સેવા" નું ભાષણ આપવાની તૈયારી કરવા માટે મુદ્દાના ધ્યાનમાં આરામચૅરમાં વિદુષી બીરાજમાન થયાં હોય ત્યારે disturbance (ખલેલ) ન થાય માટે બ્હાર ઓસરીમાં કે ચાલીમાં બાળકને કુદાવતા ખેલાવતા છાનો રાખતા આલબેલ ભરે છે.

**પ્રધાનાધ્યાપક:** (મીજાજ ખોઇ) ત્હમારામાં એક કોડીની અક્કલ નથી. એક માસિકમાં કે પેપરમાં આ ત્હમારો અર્થ પ્રગટ કરો ને પછી જુઓ કે ત્હમારા પર કેવા પ્રહારો થાય છે.

**ડૉક્ટર:** એ ખરૂં, આપણું એ મધપુડામાં લદુ થયેલા ભમરાઓને છંછેડવાનું જીગર નથી. પહેલું ભમરાનું ટોળુ છુટે ને પછી ભમરીયોનું. જોતજોતામાં તો પ્રાણ લઇ લે.

**પ્રધાનાધ્યાપકઃ એટલે** ત્હમે **એમ** કહેવા માગો છો કે ઘણા લોકો કહે માટે તે અર્થ સત્યજ હોય **એમ નહીં. ઑલરાઇટ.** આપણા હૃદયને પુછી જુઓ ! આપણે **રાધાકૃષ્ણ, લક્ષ્મી નારાયણ,** કહીયે છીયે કે કૃષ્ણરાધા, ને **નારાયણ લક્ષ્મી ?** એ ઉપરથી સાબીત થતું નથી ? કે સ્ત્રીની પદ્દિવ પુરૂષ કરતાં ઉંચી છે ?

ડૉક્ટરઃ એ તે કંઇ સાબિતીનું દષ્ટાંત છે ? ત્હમારા રાધાકૃષ્ણ જોડે અમારા ઇશ્વર પાર્વતિની મિત્રાચારી છેજ. ત્હમારાં કઢી ભાત સાથે અમારી વાલપાપડી હોયજ, ત્હમારા વાડી વજીફામાં અમારી ઘોડાગાડી ઘુમતી હોયજ, ત્હમારા ચ્હા ચેવડાના નાસ્તા પછી અમારૂ દુધપાક પુરીનું જમણ હોયજ. અમારો અર્થ સાબીત કરવાને દીવાશળી, દીવાબત્તી કે દીવાદાંડીની જરૂર નથી.

પ્ર. (ચ્હીડાઇને ) ત્હમે પાડાનું પુંછડુ પકડયું તે પકડયું.

ડૉ. હું તો જયાં નજર કરૂં ત્યાં યમવાહનનું કે શીતળાવાહનનું પુંછડું પકડેલુંજ જોઉં છું. મનુષ્યની એ કટેવને લીધે કનડગત ના થાય માટેજ ઇશ્વરે મનુષ્યને આપ્યું નથી.

જમાલઃ કયા આપસ આપસમેં લ્હરાઈ કરતે હો ? હમ કયા કુછ મુલાભાજી હય ? હમકુતો કુછ પુછતેઇ નહીં.

ડૉક્ટરઃ ત્હમને કેમ ના પુછીયે ? ત્હમને તો પહેલું. ત્હમે કહેતા હતા કે અહીંજ મ્હારૂં ગામ આવ્યું તે કેટલું દુર અહીંથી થાય ?

જમાલઃ ( પ્રેક્ષકને) બીચારા બુઢ્ઢાને તો હુંસોલોજીકા ભેદ પાયા મગર યહ મેરા બેટા ઘાંચીકા બેલ, એકકા બેલ ડાકટર ફીર ફીર કે મેરા ઘરકુ દેવાલેમેં જલાનેકી બાતપર આતા હય. હાં. પણ ઠીક હોતા હય. દોનોકું ફુસલાકે અપને ઘરકુ લે જાઉ ઔર વાંહી ઠેરનેકા તરકીબ લગાઉં. શશીકલા ઔર રતિકલાકુ બુલાઉં. દોનોકું વૈસા છુપાઉં કે કોઇ ઇનસાનકું પતા ન લગે. દો બુલબુલકુ બરોબર હાથમેં લઉં ઔર રાજદરબારમેં અમીર સરદારોંમેં હમારા કારભાર બરોબર જમાઉં. ( ડૉ૦ને. ) હમારા ગાંવકી બાત આવી મત પુછો. ગાંવકી હદીપર વૈસે વૈસે ઝાડ રહેતે હૈં કે જીસકુ ધિનુબરખ બોલતે હય. ડાલીકા ડીંટ તોડકે ચ્હાય ઇતના દુધ પી લો ઔર ફીર શું ! કીયા કે

સ્ટોપ. (બંધ) No money no waste, (નહિ દામ નહીં નુકશાન) યેહી તો મઝા હય.

ડૉક્ટર: આયે ઠીક, ચાર હાથની ઘોડી ને બાર હાથની પીઠ. (જ. ને.) એમાં કાંઇ મોટી વાત નથી, એવાં ઝાડ તો અમારા ગામમાંયે છે.

જમાલ: આગે તો સુનો? તુમારા દેશમેં આયા કહાંસે? યહાંસેં નહીં તો તુમ બોલ કે બતાવો તુમારા ગાંવમેં ઔર ચીઝ કયા હય? હમારા દેશમેં ઔર નયી તરહકી ચીઝોં હોવે તો તો માનોંગે કે નહીં કે ઘેનુબરખ હમારા દેશસેં તુમારા દેશમેં આયા? સુનો ફીર, ગાંવકી બીચમેં એક સોડાવોટરકા જંગી તલાવ.

ડૉક્ટર: (પ્રેક્ષક તરફ જોઇને) એ પણ ઠીક, ઇન્ટરનેશનલ કોસ્મોપોલીટન ફ્રી સોડા વોટર ફેકટરી. (જ. ને.) એ તળાવમાં સ્ટીમરો ઘણી ફરતી હશે.

જમાલ: જાઓ, જાઓ, યે કુછ અક્કલકી બાત તુમને નહીં પુછી. સોડા વોટરકી સ્ટીમસેં બહુત સ્ટીમરો જલ ગઇ ફીર સરકારને સખ્ત હુકુમ કીયાકે બીના સરકારી સ્ટીમર કોઇભી સ્ટીમરકુ ફીરનેકી પરવાનગી નહીં. બસ એકીલી સરકાર ઘુમતી ફીરે.

પ્રધાનાધ્યાપક: જમાદાર સાહેબ! આ ત્હમારૂં ગામ તો નજીક આવી પહોંચ્યું. હવે આપ તો બડે લોક છો. આપ આપને ઘેર જાઓ ને અમે અમારે ઘેર જઇયે, ફરી આવો તો આપણે ત્યાંજ ઉતરવાનું રાખજો.

જમાલ: વાહ સાહેબ વાહ? મૈંય કુછ નકટા હું? આપ તો અબીસેં દીલ્લગી છોડ દેતે હો ઔર મૈંય આપકા ઘરકું આઉં? વૈસા કૈસા હોગા? ચલો હમારી ઝોંપડીમેં. સુનીયે. અપની ગાવકી બાત હો રહી ઠંડા બખતકી ઠંડી બાતાં હો ગઇ, અપન સબ બડે શોખમેં થે, અબ તો થરો જેન્ટલમેન* જયસી બાત કરના ચાહીયે, આપ ચલીયે યે બાજુપર.

---

* સંપૂર્ણ સજ્જન.

**પ્રધાનાધ્યાપકઃ** નહીં, નહીં, ઘણો વખત થઈ ગયો છે ને દીવસ બહુ ભાગ્યા, ઘેર પણ સહુ ચીન્તા કરતાં હશે.

**જમાલઃ** પ્રિન્સીપાલ સાહેબ ! યે ગરીબકી એક બાત નિગાહમેં લીજીયે, અબ તો મે વેકેશન ગુજર રહી હય તો હવા ફરક કરના યા આરામ લેના જરૂર હય. ડૉકટર સાહેબકુ ભી યહીં થોરા દીન રહેનેસેં ફાયદા હય, રાજ દરબારસેં અચ્છી બેઠક હો જાયગી તો ચીફ મેડીકલ ઑફીસરકી જગા મીલજાયગી.

**પ્રધાનાધ્યાપકઃ** ( ડૉ. ને. ) કેમ ડાકટર સાહેબ શો વીચાર છે? Change of air and place for a fortnight is not bad. ( એક પખવાડીયું હવા ફેર ને સ્થલાંતર કરીયે તો ખોટું નથી. )

આ વાત થઈ ગઇ પછી ઘેર જવાને પગ ઉપડતો નથી. જે પંદર વીસ દીવસ મોડા ગયા તે ઠીક એમ થયા કરે છે. મારી કન્ઝમ્પટીવ હેલ્થને ( ક્ષય રોગી પ્રકૃતિને ) પણ ઠીક રહેશે. ને જમાલને સારૂ લાગશે, કોઇ વખતે માણસ કામનો છે ને ખરો જેન્ટલમેન છે.

ડૉકટરઃ (સ્વગત) ત્યાં આપણી નેટ (ખરચખુંટણ જતે) પ્રેકટીસ રોજની બાર આના રૂપીયા ઉપર જતી નથી. અહીંબી તપાસ કરીશું કે ફીલ્ડ × કેમ છે? ચીફ મેડીકલ ઓફીસરનું થઈ જાય તો તો ઉત્તમજ. દરબારી સ્ટેટોમાં તો આવા હજુરીયા કરે તેટલું દીવાન ન કરી શકે. મને કહેશે કે " Will you accept the job " ( તહમે નોકરી સ્વીકારશો ? ) તો એકવાર તો મ્હોડુ ફેરવીને કહેવાનો કે " No No No, " ( ના. ના, ના. ) તેમ તેમ પગાર વધારે સો, દોઢસો, બસો, અઢીસો, ત્રણસો, સાડાત્રણસો ચડતોજ જશે. (પ્ર. ને.) After all it is not a bad programme ( એકંદરે એ કાર્યક્રમ ખોટો નથી. ) નવા દેશ, નવી રીતભાત, નવા રીવાજો, નવા માણુસો જોવાનો શોખ કહોને ન હોય. I Home keeping youths have homely wits. ( ઘર કુકડીની અક્કલ કુકડી જેટલીજ રહે. )

**ડૉકટરઃ** ( જ૦ને. ) અમારી ઇચ્છા તો બીલકુલ નથી. કેમકે

× ક્ષેત્ર.

અમારાં મહત્વનાં કાર્યો મુલતવી રાખવાં પડે, પણ ત્હમારો આગ્રહ તરછોડી શકતા નથી. ખુશીથી જવા દયો તો મહા ઉપકાર.

જમાલઃ ( હસતે હસતે ) અરે ડૉકટર સાહેબ ? મેં સબ સમઝતા હું. આપકુ કયા હરજા હય. લેકીન મૈંય તો યે કહેનેકુ ચાહતાહું કે શશીકલા બ્હેન ઔર રતીકલા બ્હેનકુ ભી યહાં બુલાયગે. ગભરાઓ મત. મૈંય ભી કુછ થોરા બ્હોત અમીરોમેં ફીરાહું. અપની સાથ વોહભી અમલચેન કરેંગે.

પ્ર. ને ડૉ.: Excellent suggestion. ( ખહુજ સરસ સુચન )

જમાલ: જબ મૈંય કુછ દીવાના હું ? ( પ્રેક્ષક તરફ જોઇને ) અપની સાથે વોહભી અમલચેન કરેંગે.

ડૉકટરઃ કેમ ત્યારે Agreed ? ( કબુલ ? )

પ્રધાનાધ્યાપક: ઓહ્ યસ્ Come on. ( ચાલો. )

( બન્ને ચાલવા માંડે છે, જમાલ જરા પાછળ રહે છે. )

જમાલ. બ્હોત મ્હેરબાની હુઇ.

ડૉકટરઃ ( જતે જતે પ્રેક્ષક સામે જોઇને ) જે પંદર દહાડા બ્હારો બ્હારીયુ ખીચડુ નીકળ્યું તે ખરૂં.

જમાલઃ ( જતે જતે ).

ગાયન.*

શશિકલા રતિકલાકુ પક્કા, શીખલાઉં કપટકલાકા મૈંય કક્કા.
મીટ જાય ઘરકી ફક્કંફક્કા, ઘર જાકે દોનોકું દો દો ધક્કા.
દે ધક્કા, દે ધક્કા, દોનોકું દે ધક્કા. શશિ૦

---

* " બાતો મેં ગાતો મેં..." અથવા " એ વીણા મનહારી મોહન કરધારી " જે–રાહ.

## પ્રવેશ ૨ જો.

[ સ્થળ: વનમાં કોતર પાસે એક ઝુંપડી. ]

---

**જાલમસિંહ:** આવો વિષયસિંહ, જરા નિરાંતે બેસીયે, હું તો કાયર થઇ ગયો છું. નસીબ વગર પાપ કરવામાંયે માણસને યશ નથી મળતો.

**વિષયસિંહ:** ત્હમારૂં વય મ્હારાથી મોટું છે એટલે ત્હમે કહો તે ખરૂં. બાકી મ્હારા તો સીદ્ધાંતોજ બે, એક તો ગયાનો શોક ન કરવો કે કરેલા કૃત્ય બદલ વિચાર ન કરવો અને બીજો એ કે ધારેલું કાર્ય કોઇ પણ રીતે સીદ્ધ કરવું ને તેમ કરતાં દેહ પડી જાય ત્હોયે હરકત નહીં.

**જાલમસિંહ:** (હસીને) અમે જવાન હતા ત્યારે એવોજ પવન મગજમાં રાખતા હતા.

**વિષયસિંહ:** જાલમસિંહ ! એ તો પ્રકૃતિનો પ્રશ્ન છે. થોડો ફરક ઉમર થતાં પડે પણ મગજ મગજમાંયે ફેર હોય છે. મ્હારા સમ મ્હને જરા પણ પસ્તાવો થતો હોય તો કે મ્હારે દેશવટો શો ? પણ તેની સાથે એયે ખરૂં કે જે જગલાને લીધે મ્હારી આ સ્થિતિ થઇ છે તે જો હાથમાં આવે તો તેને મરૂં તે હા; પણ જીવતો તો નાજ મૂકું. એનું નામ તે મરદ. દરેક બાબત ફાયદા નુકશાનની ગણત્રીયો કર્યા કરે તે દુનીયામાં ડાહ્યા ભલે કહેવાય; પણ મરદ તો નહીંજ.

**જાલમસિંહ:** અને દેવાંગના મળે તો ?

**વિષયસિંહ** (સ્મિતથી) એ તો ત્હમારાં થનાર ભાભી છે.

**જાલમસિંહ:** (હસતો) હં, ત્યારે એમ કહોને ! ત્યારે તો તમે કહો છો તેમજ કરો 'દેહં પાતયામી' વા કાર્યં સાધયામિ ! ઇશ્વર કરે તો ત્હમે રાજગાદી ઉપર ને હમે ત્હમારી સહાયમાં. લ્યો આ નાથુ નાયક આવ્યા.

**નાથુ નાયક:** રામ રામ બાપજી, આજે તો એક નવાઇની વાત થઇ છે. જો ફાવીયે તો જનમભરનું સુખ. હમે બધે ભમ્યા પણ કંઇ

શીકાર હાથ લાગ્યો નહીં. ને પાછા આવતાતા ત્યાં રસ્તામાં બે જોગટા મળ્યા. કોણ જાણે જોગટા છે કે ભીખારી છે? અમને કહે કે તમે ભુખ્યા હો તો કહો. અમે ભીખના રોટલા આણ્યા છે તેમાંથી કકડો તમને આપીશું.

**વિષયસિંહ:** એ તો અત્યારના ભીખારીયો એવોજ ડોળ રાખે છે. ખરોખર તપાસવો તો કની?

**નાથુ નાયકઃ** અમે ઝોળી ફંફોશીને? પણ એક રાતો જંઘયે ના મળે. ત્યારે ચેહરાયે પુછયું કે અલ્યા તમને કોઇ પૈસો આપતું નથી? ત્યારે કહે કે પૈસાને શું કરે! અન્ન તે ખરૂં બાકી પૈસા તો માટી છે. ત્યારે વળી બીજો જોગટો બોલ્યો. (ધુળીયાને) અલ્યા તે વખતે પેલા બીજાયે શું કવીત કહ્યું હતું?

**ધુળીયો:** હા, "તુલસી તખ મેં જાનીયો, બંદે ગરીબ નિવાઝ
　　　　મની માનેક મોંઘો કીયો, સોંઘો પાની અનાજ."

**વિષયસિંહઃ** (હસતે) ત્યારે ભણેલા ભીખારી છે એમ કહોને? પછી?

**નાથુ નાયકઃ** ત્યારે પહેલાને જોર ચઢયું ને કહે કે માટીનો પૈસો થાય પણ માટીનો રોટલો ના થાય. એમ કરીને "જુઓ" કહીને અણે જમીન ઉપરથી એક માટીનું ઢેફુ લીધું ને મુઠી વાળીને ઉઘાડી ત્યારે અમે બધાયે જોયું તો સોનાની લગડી!

**વિ. તથા જા.:** (નવાઇ પામીને) એમ્! પછી?

**નાથુ નાયકઃ** પછી અમે છુટા પડતાતા ત્યાં તો ધુળીયાને અક્કલ સુઝી કે અલ્યા આલ્યા શેના જાઓ છો. બેયને પકડો ને લઇ જઇયે બાપજી પાસે. આવો સોનાનો કીમીયો શીખી લીધો તો પછી આખો જન્મારો મોજ; તે એમને તો પકડી લીધા ને જુઓ પેલા આવે.

(વિષયસિંહ, જાલમસિંહ, નાથુ નાયક વિગેરે વેગળે દૃષ્ટિ ફેંકે છે. બાકીનાં માણુસો આવી પહોંચે છે. કોહયલો ને માધીયો બે ભીખારીને પકડીને લાવે છે.)

**કોહયલોઃ** (બે ભીખારીને આગળ કરીને.) આ અમારા સરદાર કહો, રાજા કહો, બાપ્છા કહો કે માવેતર. આ તમને સોંપ્યા. છોડે ત્યારે તમારે જવાનું.

**વિષયસિંહ:** (આગળ આવીને, ક્રુરતાથી) અલ્યા એઓ ? તમારૂં નામ શું ?

**મોટો ભીખારી:** ભઇશાબ, આનું નામ પેમલો ને મ્હારૂં નામ ઘડભાંગીયો.

**વિષયસિંહ:** (વિચારમાં પડતો હસીને) અલ્યા એવાં નામ શાથી પાડયાં છે ?

**મોટો ભીખારી:** નામ તો જનમ લીધા ખરેખર પડે એટલે એમાં કારણ શું હોય ? પણ થોડો ઘણો અરથ તો છે, નામ પરમાણે ગુણ થોડા થોડા છે. ભઇશાબ હું તો નશીબનો ફુટલો છું એટલે ભીખ માગતો બધે ભટક્યા કરૂં છું.

**વિષયસિંહ:** જુઠ્ઠા ? પણ ત્હારૂં કોઇ પણ જગાયે ઘર કે બેઠક તો હશેજ ને ? તે કયાં ? રાત પડયે કયાં મરી રહે છે ?

**ઘડભાંગીયો:** ભાઇશાબ મ્હારી બેઠક તો મ્હોટે મ્હોટે ઠેકાણેયે ખરી હાં ? રાજા મહારાજાધીરાજ હોય તેની પાસેયે મ્હારે જવાનું હોય. તેયે મ્હારી મશ્કરીયો કરે, મ્હને વાંદરો વાંદરો કરીને આખા દરબારમાં ને રાજમાં બનાવે ને ફજેત કરે.

**વિષયસિંહ:** (વિચીત્રતાથી ધારણ કરેલી ક્રુરતાને ત્યજી દઇ) શું કહે છે ?

**ઘડભાંગીયો:** પેલી કહેવતમાં કહ્યું છે કે 'કાઝી મરે ત્યારે કોઇ નહીં ને કાઝીની કુતરી મરે ત્યારે ગામ ભેગું થાય' તેવું આપણે જયાં જઇયે ત્યાં "આવો બેસો" થાય. રાજાના કુતરા માટે હાં ? બાકી આપણે ભીખ માગવી છોડી નથી, પૈસા માગતા નથી કપડાં માગતા નથી. માત્ર પેટ ભરીયે છીયે.

**વિષયસિંહ:** (વચમાં અટકાવીને) તુંયે ખરો ભીખારી. આ પેમલો કેવો છે ?

**ઘડભાંગીયો:** એ તો ભઇશાબ નાચે છે, કુદે છે, ગાય છે, રડે છે, હસે છે ને તાલ કરે છે. એની અમ્મત તો જોવા જેવી છે. પેમલો તો જે છે તે છે.

**વિષયસિંહ:** એને ને ત્હારે ઓળખાણ કયાંથી થઇ ?

**ઘડભાંગીયોઃ** બાપજી એક દહાડોકની આ છોકરો એક જંગલમાં તાવે સસડતો ભુખે મરી ગયેલો, મીઠાં ;મીઠાં દાડમ, બોર એવું એવું તોડી ખાવાને હવાતીયાં મારતો ને નીરાશાથી દુઃખમાં દબાઇ ગયેલો મ્હારી નજરે ચડયો. મ્હને એની દયા આવી ગઇ. મ્હેં કહ્યું કે અલ્યા ચાલ મ્હારી સાથે, મ્હારી જોડે તુંયે ભીખ માંગજે ને મોજ કરજે. ત્યારે પહેલાં તો એ મા, બાપ, સગાંવ્હાલાં, આબરૂ અને એવા એવા વિચારો કરવા લાગ્યો. ને કહે કે હું ભીખારીનો છોકરો નથી. મેં કહ્યું અલ્યા મુરખા ? મા ખાવા આપે નહીં ને બાપ ભીખ માંગવા દે નહીં એવાં મા બાપ તે આપણાં કયારનાં ? છેવટે એ સમજ્યો ખરો. પહેલાં તો એને નાચતાં ગાતાં શીખવાડયું ને પછી મ્હેં તો પેલા રાજા પાસેજ રજુ કર્યો. રાજા એનું ભજન સાંભળી ખુશ થઈ ગયો ને એનું કાયમના રોટલામાં નામ નંધાયું આપણે તો ફરતા ને ફરતા હાં ?

**જાલમસિંહઃ** ( વચમાં ) વિષયસિંહ ! આ ઘડભાંગીયા સાથે ત્હમેજ ઘડભાંગ કરો. હું તો થાકેલો છું તે જાઉં છું.

**વિષયસિંહઃ** નાયક ત્હમેયે જાઓ. ધુળીયા તુંયે જા.

**ધુળીયોઃ** અને આ ન્હાસી જશે તો ?

**ઘડભાંગીયોઃ** ( ખડખડ હસતો ) અમારે કયાં છોકરાં રડે છે કે કઈ મીલકત લુંટઇ જવાની છે ? અમે તો આ બેઠા. ( પેમલાને ધપ્પો મારીને ) અલ્યા બેશ.

**વિષયસિંહઃ** જા ધુળીયા જા. કાલે સવારે વ્હેલો આવજે. ત્હારી ટોળી માટે એક મોટી કામગીરી નક્કી કરી રાખી છે. ( ઘડભાંગીઆને ) હં પછી ?

**ઘડભાંગીયો** પછી એક દહાડો દેશ પરદેશ ફરીને હું આવ્યો, ત્યારે પેમલાનું મગજ તો ચકળવકળ થઇ ગયેલું જોયું. એને કળ-જુગના બેદાંતીયા મળ્યા.

**વિષયસિંહઃ** કળજુગના બે દાંતીઆ કોણ ?

**ઘડભાંગીયોઃ** આવવાના જુદા ને દેખાડવાના જુદા રાખે તે. તેમણે પેમલાને કહ્યું કે અલ્યા રાજાનેયે બે હાથપગ છે, ત્હારેય બે હાથપગ છે. રાજામાં ને ત્હારામાં કશોયે ફેર નથી. એની આગળ નાચવું

ને કુદવું કેવું? પેમલાનું તો મગજ ચસકી ગયું! ભીખના રોટલાયે ખંધ-થયાને બધુંયે ટળી ગયું. પોતાનો વાંક સુઝે નહીં ને મ્હારાપર ગુસ્સે થઇ ગયો. ત્યારે મ્હેં વિચાર કર્યો કે આને જરા ટીચાવા દયો. દુઃખી ન થવા દેવો પણ સાચુ શું ને જુઠું શું તે તો સમજાવવું ખરૂં. કેમ ભાઇશાબ ખરૂં છે કે ખોટું?

**વિષયસિંહ:** ખરૂં ખરૂં. ઘડભાંગીયા? તું છું તો ભીખારી પણ ત્હારી ચતુરાઇ તો ઘણી દેખાય છે.

**ઘડભાંગીયોઃ** ભાઇશાબ, ગરીબ બીચારાની શું કરવા મશ્કરીયો કરો છો? હું તો લવારા કરી જાણું છું.

**વિષયસિંહ:** ( વાતોમાં ઘણી મઝા પડવાથી ) વાહ, ઘડભાંગીયા વાહ. ( ખડખડ હસતે ) પણ અલ્યા ત્હારૂં નામ ઘડભાંગીયો શું?

**ઘડભાંગીયો:** ભાઇશાબ પેલા રાજાના દરબારમાં હજારો ભીખા-રીયો ભેગા થાય. દરબારમાંથી ભીખારીયો બહુ રડે કકળે ત્યારે લોટ મળે. તેમાં કંઇક ગમાર આવે. તે લોટ કાચો પાકો ખાય ને ફાકે એટલે માંદા પડે. એટલે મ્હને આવે દયા. તે બધાને પચે એવા પાકા રોટલા ઘડી આપું, રોટલા ઘડતો જાઉં ને જોતો જાઉં. મ્હાંય જરા કસ્તર કે કાંકરો દેખું કે રોટલો ભાગું પાછો ઘડું પાછો ભાગું. એટલે ભીખારીયોએ મ્હારૂં નામ ઘડભાંગીઓ પાડી દીધું. એમને માટે તન-તોડીયે તેનો શીરપાવ. કહો છે દુનીયાં કોઇનીયે?

**વિષયસિંહ.** (ખડખડાટ હસીને) ખરો ઘડભાંગીયો ખરો, આખા ગામની ઘડભાંગ કરે એવો છે. ( કડક બનીને ) અલ્યા એ તો બધું ખરૂં, પણ હમારા માણસે મ્હને કહ્યું કે પેલા પેમલાયે માટીનું સોનુ કરી બતાવ્યું, એવું કશું અલ્યા તમે શીખ્યા છો કે શું? પેમલા તું તો કંઇ બોલતોજ નથી?

**પેમલોઃ** નારે ભાઈશાબ એ વાત શી? એનું આવડતું હોય તો વળી ભીખ માગવી પડે?

**વિષયસિંહ:** જો ચસકયો. સીદ્ધેસીદ્ધી વાત કર. નહીં તો ફટ-કારવો પડશે. અલ્યા ઘડભાંગીયા? સાચું બોલજે નીકર ત્હારૂં બધુંયે ડહાપણ વેરી નાંખીશ.

ઘડભાંગીયોઃ (વિ. ને.) આ મ્હારા ભોળી સીકલના રાજા? ત્હારા પેટમાં આંટીયોગુંટીયો નથી તેથી મ્હને ઘણો આનંદ થાય છે; કારણ કે આ કાળમાં સોમાંથી ભાગ્યે એક એવો મળી આવશે કે જેનાં બોલેલાં સો વાક્યોમાંથી દશ કરતાં વધારે અંતઃકરણ, માન્યતા તથા સત્યને અનુસરીને હોય. તું પાપી તો પુરો છું. ઇચ્છાઓ ભરપુર છે. ક્રોધી પુરો છું, પણ મનમાં એક અને કહેવું બીજું એવું ત્હારૂં મન મલીન નથી, તેથી અમને ઘણો હરખ થાય છે.

(વિષયસિંહ, તુંકારીને વાત કરે છે તેથી ચમકે છે પણ ઘડભાંગીયાના સામું જુએ છે ને ઘડભાંગીયો હર્ષમાં હોય છે એટલે ક્રોધ ત્હેની મુર્ખાઇ તથા અજ્ઞાનતાથી થતા હાસ્યમાં બદલાઇ જાય છે.)

વિષયસિંહઃ હવે ઉડાવવાની વાત ના કરીશ. હા કે ના કહી દે. માટીનું સોનું કરતે આવડે છે કે નહી? જો જુઠું બોલ્યો તો મરી ગયો જાણજે.

ઘડભાંગીયોઃ વળી માટીનું સોનુ તે બને? અને જેને કરતે આવડતું હોય તે આમ રખડતા હોય?

વિષયસિંહ: કેમ? પારસમણીના સ્પર્શથી સોનું નથી થતું? જો ઘડભાંગીયા! બધે ભટકતો ફરૂં છું પણ જો એકાદ જગાયેથી પારસમણી મળી જાય તો ત્હારૂં દરીદ્ર માત્ર ભાગી જાય.

ઘડભાંગીયોઃ (હાય પુકારીને કપાળમાં હાથ મારતો.) અરે રામ રામ, બધુંયે મળે પણ આ કરમમાં લખાવી ના લાવ્યા હોઇયે તો કશુંયે કામનું નહી. રાજાના રાજા સાથે દોસ્તી થઇ પણ મ્હારા કરમમાંથી ભટકવાનુ ના ઉતર્યું ને પારસમણી મળ્યા ત્હોયે ભુખ ના મટી

વિષયસિંહઃ (ચમકીને) ત્હેં પારસમણી જોયો છે?

ઘડભાંગીયોઃ અરે જોયો શું? એના તો મ્હારી પાસે હારડા ને હારડા છે. પણ (કપાળમાં હાથ મારીને) આ કયાંથી લાવવું?

વિષયસિંહઃ (આશ્ચર્યથી) એમ? કયાંથી ત્હને મળ્યા?

ઘડભાંગીયોઃ પેલા મ્હેં અમારા આશ્રયદાતા રાજા મહારાજાધિરાજ કહાને? તેમનાં નવનિધકુમારી નામનાં અર્ધાંગના છે. તેમને

એક દિવસ મ્હારી ઘણી દયા આવી ગઈ અને મ્હને કહે કે "લે, આજે તો ત્હને ભીક્ષામાં આ પારસમણી આપુ છું."

વિષયસિંહઃ (આશ્ચર્યથી) શું કહેછ ?

ધડભાંગીયોઃ સાંભળો તો ખરા ? નથી બીજા જેવો પારસમણી. ત્યારે મ્હેં પગે પડીને કહ્યું કે "માડી ! જો ભીક્ષા આપવી હોય તો એવી આપ કે ત્હારૂં આપ્યું પ્રમાણ." નવનિધકુમારી પ્રસન્ન થઇને બોલ્યાં કે "તેવીજ ભીક્ષા આપું છું. જગતના બધા પારસમણી લોહને સોનુ બનાવી દે છે. પણ આ પારસમણી તો એવો છે કે સ્પર્શથી પત્થરનેય પારસમણી બનાવી દે છે."

વિષયસિંહઃ ઓહોહોહો. ત્હારૂં નસીબ તો ખુલી ગયું ! ત્હોયે આતો ભીખારીનો ભીખારી કેમ રહ્યો ? બીજા પારસમણી તો લોહનેજ સોનું બનાવે પણ ત્હારો તો પત્થરનેયે પારસમણી બનાવે.

ધડભાંગીયોઃ આ કરમ. બીજું શું ? હું તો પારસમણી લઇને ખુશખુશ થઇ ગયો, તમે કહો છો તેમ વિચાર કરીને એક પત્થર લઇને મ્હેં તો પારસમણીનો સ્પર્શ કરાવ્યો. તરતજ તેનો પારસમણી થઇ ગયો. મારા આનંદનો પાર ના રહ્યો મ્હેં જાણ્યું કે આપણું તો ભવેભવનું દરીદ્ર ભાગ્યું. મ્હેં તો શેરીયોમાંથી વીણી વીણીને ત્રણ મણ ચાર મણ ઢ્હેકાનો ભંગાર ભેગો કર્યો ને સોનાની આશાયે ગાંડો ઘેલો થઇ ગયો. પણ અરે મ્હારા પ્રભુ ! કરમમાં લખાવી ના લાવ્યા હોઇયે એટલે શું થાય ? લોખંડને પારસમણી અડકાડતાં બધાયે કડકાના પારસમણી થઇ ગયા. અતિ લોભે ભીખારીનો ભીખારી રહ્યો. પારસમણીનો સ્પર્શ કરાવીયે એટલે પારસમણી થાય પણ સોનું કયાંહ્‌ ? પારસમણીના તો હારડે હારડા થયા પણ જોઇનેજ હરખાવાનું. (ગળામાંથી એક પારસમણીનો હાર કહાડી હાથમાં ઝાલી રાખીને બતાવે છે) જુઓ આવાને આવા, થોકે થોક.

(વિષયસિંહ તેનું તેજ જોઇને ચકીત થાય છે.)

કહો મ્હારા રાજા ? આ પારસમણી ને કાચના કકડામાં કશોયે ફેર ખરો ? બેઠા બેઠા પારસમણીની આવી માળાઓ પરોવીયે છીયે, ને જયારે જયારે રાજા મહારાજાધિરાજને મળીયે છીયે ત્યારે "તેરે પુણ્ય તેરે દ્વાર" એમ કહીને તેમને ને નવનિધકુમારીને આ હારડા પહેરાવીયે છીયે ને ભટકતા ફરીયે છીયે. આવી કરમકથા છે હમારી.

**વિષયસિંહઃ** ( સ્વગત. આશ્ચર્ય પામી ગુંચાતો ). આ વિચીત્ર, અક્કલ પણ કહ્યું ના કરે એવી વાત. પારસમણી એક નહીં, બે નહીં પણ આખી માળા ! ને કહે છે કે એવા તો હારના હાર છે. આ શું ? ભીખારી ન હોય તો ભમવાનું પ્રયોજન શું ? વળી જે હકીકત કહે છે તે પણ ઝટ મનાય એવી નથી. પૈસાની પણ આશા નથી કે એમ માનીયે કે જાદુ બતાવી છેતરવા માંગે છે કે ખુશી કરીને પૈસા મેળવે છે. બહુજ વિચીત્ર ! ઘણુંજ વિચીત્ર ! માળાનું તેજ પણ કેવું છે ! આ શું ? ( માળા હાથમાંથી લેવા જાય છે. )

**ધડભાંગોયોઃ** ( દુર ખસી જતો ) હં હં હં હં. જોજો ભુલે ચુકે પણ એને અડકશો નહીં. સાદા શનીશ્વર જેવા રત્નની પ્રાણપ્રતિષ્ટા કર્યા શીવાય સ્પર્શ કરવાથી ગૃહદહન જેવા ઉત્પાતો ને મહા સંકટો આવી પડે છે તો આ તો પારસમણી, ને તેનો હાર.

**વિષયસિંહઃ** ( ખશીયાણો પડે છે. ભુલ સુધારી લેતો, અહીંડાઇને. ) ત્યારે એવી માળાનો અર્થ શો છે? વગર કારણનો ભાર શું કરવા ગળામાં ભરવી ભરવીને ફરો છો ? લોકોને ધુતવા ?

**ધડભાંગોયોઃ** કૅાડીના હાર લોકો પહેરે છે તે જોયા નથી? એક જાતની શોભા. આમાં કેવાં કેવાં નંગ છે તે તો જુઓ ? જેમ પ્રત્યેક રત્ન એક ગ્રહનું સુચક હોય છે તેમ આમાંના દરેકનો જુદો ગુણ, જુદું રૂપ, ને જુદું નામ.

**વિષયસિંહઃ** શું ? કહે.

**ધડભાંગીયોઃ** જુઓ, આમાં પાંચ મ્હોટી ભાત જણાય છે. આ આટલા કરમીયા, આટલા વીધવનીયા, આ બાજુપરના ભગતીયા આ વળી જુદીજ જાતના બે છે તે પરપતીયા અને આ પરસાદીયા.

**વિષયસિંહઃ** આયે ખરૂં. પારસમણીનાં પણ નામ છે.

**ધડભાંગીયોઃ** હા દરેકનું નામ. આ કરમીયામાંનો આ જપનીયો, આ દાનીયો, આ વરતીયો, આ તીરથીયો એમ દરેકનું નામ છે.

**વિષયસિંહઃ** પણ આ માળા પાસે હોવાનો કંઇક અર્થને ફળ તો હોવાજ જોઇયે. કૅાડીના હાર પણ મોટા મોટા સરદારો ને રાજા

જેવા અમીરો કાંઇ અમથા નથી પહેરતા. એ ધારણ કરવાથી માતા પ્રસન્ન રહે છે એમ લોકો કહે છે.

**ઘડભાંગીયો:** સાચું છે. ત્યારે ત્હમને આનુંયે કહું. આ માળામાંના એક પણ રત્નના સામીપ્યમાં રહેવાથી હૃદયનું દુઃખ માત્ર નાશ પામે છે ને નીરંતર પ્રસન્નતા તથા આનન્દની પ્રાપ્તી થાય છે. હું ભીખારી છું પણ જે મોજમાં રહું છું તે આનાજ પ્રતાપ. જગત મ્હને ભીખારી જાણે પણ મ્હારે મન જગત ભીખારૂં છે.

**વિષયસિંહ:** ( ચમકે છે. ભાષાની શૈલીમાં ફરક પડવાથી તેમજ આ નવીનજ બીના સુણી વિચારમાં પડી જાય છે. ) ત્યારે તો ગમે તે કર પણ એક માળા મ્હને ત્હારા સંભારણા તરીકે આપતો જા.

**ઘડભાંગીયો:** ( હસે છે, ચાળા પાડે છે. ) હેં હેં હેં હેં મ્હને આપતો જા. એને માટે કેવો અધીકાર જોઇયે છીયે તે ત્હને ક્યાં ખબર છે? શું આ પત્થરમાં શક્તિ છે એમ તું માને છે? જો આની પ્રત્યેકની પૂજાદ્વારા નીરંતર દેવીનું ધ્યાન ધરીયે, ધ્યાન કરતે કરતે જગન્માતામય બની જઇયે તોજ આ ફળ ભોગવી શકાય. ભાઇરે, એ ત્હમારાં કામ નહીં. તમે તમારે તીર કામઠાં ખેંચ્યે રાખો ને મોજ કરો.

**વિષયસિંહ:** ત્હેં વળી માતા અત્યારે ક્યાંથી કહાડી? ત્હારી મ્હને કાંઇજ સમજ પડતી નથી. ત્હારા બોલ્યાનો કંઇ ઢંગધડોજ રહેતો નથી. અને મ્હારૂં મગજ વધારે ગુંચવાડામાં પડે છે. અહીં તમે એ ભટકો છો શા અર્થે? આ ત્હમારા ચીંથરીયા દેદાર શા? વળી ઘડીકમાં માયા–પુંજીમાં ઝોળીમાંનો રોટલો બતાવો છો તો ઘડીકમાં પારસમણીના હાર બતાવો છો, વળી ઘડીકમાં સાવ મૂઢ જેવો બકવાદ કરો છો તો ઘડીકમાં મહા જ્ઞાની જેવો વાર્તાલાપ કરો છો. ઘડીકમાં ગરીબ તમારો ભીખારી કહી ઉભા રહો છો તો ઘડીકમાં કોઇ રાજા મહારાજા જેવા રૂવાબથી વાત કરો છો.

( *ઘડભાંગીયો કારમું હસે છે. વિષયસિંહ ઘડભાંગીયા સામે તાકી રહે છે.* )

**પેમલો:** રાજાજી! એમ નીહાળી નીહાળીને જોશો તેથી શું સમજવાના છો? તમારાં કોઇ મહાભાગ્ય કે આ ઘડભાંગીયો તમને મળ્યો છે.

વિષયસિંહ: ( મનને સમાધાન ન થતું હોય તેમ સત્ય વસ્તુસ્થિતી શી છે તેનો નિર્ણય કરવાને સમર્થ પ્રયત્ન કરતો.) હા લાગે છે તો એવુંજ.

ધડભાંગીયો: હસતે હસતે એવું શું ? એવુંજ છે. ભાઈશાબ આપજી મશ્કરી શુ કરવા કરો છો ? કયાં રાજા ભોજ ને કયાં ગંગો તેલી. લે હવે અમે જઇયે છીયે. ઘણો સમય થઇ ગયો.

વિષયસિંહ: પણ પેલી પારસમણીની માળા ?

ધડભાંગીયો: (ખુશી થવા જેવો થઇ.) જોઇયે છીયે ? વિષયસિંહ ? દેવીઉપાસના કર. સુજનસિંહ મહારાજ ત્હને પુત્ર તરીકે સ્વિકારશે ને રાજગાદીયોને તો તું લાત મારી ચાલતો થઈશ. સંસારમાયાની સત્ય વસ્તુસ્થિતીનુંજ નિરંતર ધ્યાન કર.

વિષયસિંહ: ( પોતાનું નામ તથા ગુપ્ત રાખેલી પૂર્વ સ્થિતી વિષેનું કથન સુણી આશ્ચર્ય પામે છે ) દેવી ઉપાસના ? શું એમાં કાંઇ અન્યોપાસના કરતાં વિશેષ ફલ છે ?

ધડભાંગીયો: વિશેષ શું ? ત્હારે માટે તથા ત્હારા જેવા મલીન વાસનાવાળાઓ માટે દેવી ઉપાસના અપ્રતીમ છે.

વિષયસિંહ: તેનું કંઇ કારણ ?

ધડભાંગીયો: કારણ અનેક છે. અન્ય દેવો મલીન કાર્યમાં સહાય કરતા નથી. અન્ય દેવો ભક્ત સ્વપ્રયાસે મહા ઉચ્ચસ્થાને આવી પહોંચે નહીં ત્યાં લગી ખાસ ધ્યાન દેતા નથી. દેવી તો હાજરાહજુર છે. અન્ય દેવોની સહાય્યનો આરંભ અમુક પવિત્રતા તથા યોગ્યતા પ્રાપ્ત થયા પછી જ થાય છે.

વિષયસિંહ: ( દીન થતો ) એટલે હું સમજયો નહીં. એકને અમુકની ઉપાસના અનુકુલ, બીજાને વળી બીજા દેવની, ત્રીજાને વળી દેવીની, એમ શું જુદા જુદા પ્રકાર છે ?

ધડભાંગીયો: એમજ છે. શ્રી રામચંદ્રજી જે મનુષ્ય સર્વ પ્રાણીમાત્ર પ્રત્યેના સ્વધર્મનું મરણપર્યંત પાલન કરવા તત્પર હોય તેનો ઉદ્ધાર કરે છે. શ્રી કૃષ્ણ પરમાત્મા જેના હૃદયમાં પ્રેમ હોય, જે સ્વજન માટે તન, મન, ધન તથા પ્રાણ અર્પી શકતો હોય તેવાને

ભક્તિમાર્ગે વાળી દઇને ઉદ્ધારે છે. શ્રી શંકર મુમુક્ષુને વૈરાગ્યવાન ભક્ત તથા જ્ઞાની બનાવી કૈવલ્ય મુક્તીની પ્રાપ્તી કરાવે છે.

**વિષયસિંહ:** ત્યારે માતાજીની ભક્તિ કોને માટે ?

**ઘડભાંગીયો:** ( કટાક્ષમાં ) આપના જેવા માટે. જેના હૃદયમાં નિરંતર કંઇકને રંડાવવા મંડાવવાની રમતો ચાલી રહી હોય, જેના હૃદયમાં પાપ ઘર કરીને બેઠું હોય, જેને નીતિ અનીતિનું જ્ઞાન રહ્યું ના હોય, તેને બીચારા રામ કે કૃષ્ણ શું કરે ? એક મમતા ખાતર નારદ જેવાને પોતાનું સામર્થ્ય બતાવવા અધમનો ઉદ્ધાર કરી બતાવે તેથી શું ? વસ્તુતઃ તો અધમ કોટીના મનુષ્યો તેમનાથી વિમુખજ રહેવાના.

**વિષયસિંહ:** ત્યારે દેવી ઉપાસકને શું થાય છે ?

**ઘડભાંગીયો:** મનુષ્ય હરેક પ્રકારના સુખ માટે કેટલાં તરફડીયાં માર્યાં કરે છે ? જેને, ભલે પાપીષ્ટ મનુષ્ય હો પણ, એવો અનુભવ તથા પ્રતીતી થાય કે ગમે તે પ્રકારનું આધિ વ્યાધિ કે ઉપાધિનું દુઃખ અન્ય લોકીકોપાયના શતાંશ શ્રમે માત્ર જગન્માતાનું ધ્યાન ધર્યે નષ્ટ થાય છે, જેને એવો અનુભવ થાય કે શુભ કે અશુભ પ્રવૃત્તિમાંયે દેવી સહાય્યથી સંપુર્ણ સીદ્ધી પ્રાપ્ત થાય છે; તે દેવીશરણનો મહા સુલભ ઉપાય કદી પણ ત્યજી દેશે ?

**વિષયસિંહ:** નહીંજ તો. જો ઘર બેઠે માત્ર સ્મરણ કરવાથી દ્રવ્ય પ્રાપ્તી થતી હોય તો પરાયાની ગુલામગીરી કરવા તથા અપમાનો સહન કરવા કોણ જાય ? જો વ્યાધિની શાન્તિ દેવી સ્મરણથી થતી હોય તો વૈદ્યને ઘેર ધક્કા કોણ ખાય ?

**ઘડભાંગીયો:** ખરોખર એવુંજ છે. માત્ર એકજવાર ખાત્રી કરી લેવાના પ્રયાસની આવશ્યકતા રહે છે. જગતમાં કોઇ એવી વસ્તુ નથી કે જે તેની કૃપાયે પ્રાપ્ત ન થાય, હૃદયમાં ઉદ્ભવતી એવી કોઇ ઇચ્છા નથી કે જે તેની કૃપાયે પરિપુર્ણ ન થાય. વળી ન્હાના મોટા, શુભ અશુભ સવ પ્રકારના પ્રયાસોમાં તેની એક સરખી ભક્તિના પ્રમાણમાં સહાય્ય હોય છે.

**વિષયસિંહ:** પુણ્યવાન તથા પાપીષ્ટ, શક્તિમાન તથા નિર્માલ્ય, આસ્તીક તથા નાસ્તીક, સર્વેનું એકસરખું દુઃખ નષ્ટ થાય એવો જો આ ઉત્તમ માર્ગ હોય તો તે મ્હારે માન્ય કરવા જેવો ખરો. પણ એક આ મ્હોટી શંકા થાય છે કે દેવ બન્ને તરફ એક દ્દષ્ટિથી ન જુએ ને દેવી જુએ એમ માનવા કંઇ કારણ ખરૂં ?

**ધડભાંગીયો**: ( જગન્માતાને સ્મરતો. ) જય દેવી, જય દેવી, મહા વૈચીત્ર્ય તો એજ છેને ? કુલાંગાર પુત્રને તેનો પિતા પોતાના સામીપ્યમાંથી દુર કરે છે. ઘરની બહાર પણ કાઢી મુકે છે. મા તે માજ. પિતા અન્ય સ્થાને ગયે તેને બોલાવી, બોધવચન દઇ, હ્રુદય સરસો ચાંપીને અન્ન પ્રાશન કરાવે તે તો માડીજ. પુત્ર પિતાના મનથી ઉતરી જાય છે, પણ માતા તેનું કેવી રીતે કલ્યાણ થાય તેના ધ્યાનમાં નિમગ્ન રહે છે.

**વિષયસિંહ**: પણ એમ ઝટ માન્યામાં નથી આવતું તેનું કારણ શું ? દેવી કહો કે માતા કહો તે તો સ્ત્રીજને ? સ્ત્રીજાતિ એટલે અબળા. તેની શકિત કેટલી ?

**ધડભાંગીયો**: મનુષ્યની આજ મ્હોટી ગેરસમજ છે ને ? કે દેવી એટલે દેવની પરતંત્ર સ્ત્રી. દેવીનો અર્થજ શકતી જગન્માતા, બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશની માતા મહામાયા આદીમાયા કહી જગત જેની સ્તુતિ કરી રહ્યું છે તેની મહાશક્તિને આપણે પામર લોક શું જાણીયે ? નારાયણ પણ ઓળખી શક્યા નથી. પ્રલયકાળે જયારે નારાયણ નીદ્રાવશ થયા હોય છે ત્યારેયે લક્ષ્મીજી તો જાગૃતાવસ્થામાં હોય છે. નારાયણ તેમના ઉઠાડયા યોગનીદ્રા તજીને ઉઠે છે જગતને સૃજે છે ને સંહારે છે.

**વિષયસિંહ**: પણ દેવીભક્તિથી પરમ શ્રેય તો સધાય નહીંજને ?

**ધડભાંગીયો**: સાંભળ, જેનામાં સ્વાર્થ સાધવાની તથા તેમાં સીદ્ધી જોઇ સુખી થયાની માન્યતા શિવાય બીજી કોઇપણ પ્રકારની ઉચ્ચ બુદ્ધિ નથી તેવા પણ દેવી ઉપાસનાથી ભલે પ્રારંભમાં સ્વાર્થ પુરતા પણ દેવી પ્રતી આકર્ષાય છે. નાનાં મોટાં સર્વે કાર્યોમાં સીદ્ધી આપનારી દેવીપર પ્રથમ શ્રદ્ધા ને પછી ભક્તિ થાય છે.

**વિષયસિંહ**: શ્રદ્ધા થાય તોયે શું ? તેથી મનુષ્ય ઉત્તમ ગતિયે શી રીતે પહોંચે ?

**ધડભાંગીયો**: સહસાજે ચંચુ પ્રવેશ થયા પછી મુમુક્ષુને ઘણાજ અલ્પ સમયમાં જરા ચુકયો કે થપ્પડ મારી અને જરા ધૈર્યહીન બન્યો કે સ્વહસ્તનો આધાર આપી તરવારની ધારપર ચાલવા શક્તિમાન અને ચાલતો બનાવે છે.

**વિષયસિંહ**: પછી ?

**ઘડભાંગીયો:** પછી, કયે કાળે કયા પ્રસંગોમાં કયા નિમીત્તે ને કેવી રીતે પલટો મારી તેને દેવરૂપ બનાવી દે છે એ એની મહામાયાને તો અનુભવીયોજ જાણે છે. તેઓ પણ વર્ણવી શકતા નથી. કેટલીકવાર દુષ્ટ કામના માટે પ્રયાસ કરતાં પ્રયાસનો હેતુજ આખો ને આખો જાણે હતોજ નહીં એવો થઇ જાય છે. કેટલીકવાર તે હેતુ ક્યાંનો કયાં અદષ્ય થઇ જઇ દેવીનીજ લગની લાગી જાય છે કેટલીકવાર "લે આ જોઇયે છીયે ? લે. થયું ? હવે વળી પાછું આ જોઇયે છીયે ? લે." કરીને જે વસ્તુ પ્રાપ્તીમાં ઉપાસક સુખ માની રહ્યા હોય તેમાં "કંઇ નથી" એવો અનુભવ કરાવી અથવા તેમાં હજારો વિઘ્ન નાંખી તેને થકવી નાંખીને સીધો કરે છે, અરે એથી પણ વીશેષ કેટલીકવાર તો પોતેજ ઉન્માર્ગે ચઢાવી પરીણામે વજ્રપ્રહાર કરી ઉત્તમ કોટીનો મનુષ્ય બનાવી દે છે અને ઉદ્ધારે છે. એના માર્ગ એનેજ જ્ઞાત છે. જેનાં નચાવ્યાં જગતમાં માણસો નાચે છે ને જન્મ મરણની લક્ષચોરાશીમાં ફર્યાં કરે છે. તેની કૃપા થયે શાની ન્યુનતા રહે ?

**વિષયસિંહ:** આતો કોઇ ત્હારીજ કલ્પના લાગે છે. નીરાંતના વખતની.

**ઘડભાંગીયો:** ના તેમ નથી. જેવું માયામાં વૈચીત્ર્ય છે કે સ્પષ્ટ રીતે ન હોય તે છે એમજ લાગે અથવા હોય તે નથી એમ લાગે તેવું તથા તેથી પણ મહા વૈચીત્ર્ય તેની ભક્તી વિષે છે. તેનું મહાત્મ્ય અતિશય હોય છતાં જગતના માન્યામાંજ ન આવે એ એની વિલક્ષણતા. બીજા દેવની ભક્તિ કરતાં એની ભક્તિનો માર્ગજ ન્યારો. વામમાર્ગ કહેવાય છે તે એજ. વામમાર્ગ એટલે મહા સાહસ ને શીઘ્ર ફલ. સાત અવતારને બદલે ત્રણ અવતારમાં ફરી વૈકુંઠલોક તથા સામિપ્ય મુક્તિ પ્રાપ્ત થાય માટે વિષ્ણુના પાર્ષદે વૈરભાવે ભક્તિ કરી અને તેજ પાર્ષદે રાવણરૂપે જગન્માતાની ઉપાસના કરી હતી.

**વિષયસિંહ:** ( સાનંદાશ્ચર્યથી ) રાવણ દેવીભક્ત હતો કે ?

**ઘડભાંગીયો:** હા. એની મહા સમર્થ સિદ્ધિની કલ્પના કરો હવે. રાવણે જેની ભક્તિથી જગત માત્ર જીતી લીધું હતું તેજ, દેવી. ત્હને કહ્યું તે પ્રમાણે ભક્તનું કલ્યાણ કરવાને ઉન્માર્ગે પણ ઘડીભર ચઢાવે. તેજ પ્રમાણે રાવણે સીતાનું હરણ કર્યું. જેની કૃપાથી રામ સરખાનેયે

શણમાં રોવરાવ્યા તે તેજ જગન્માતા અને છેવટે રામને હાથે મુક્તિ અપાવી તે પણ તેજ જગદંબા.

**વિષયસિંહ:** એ મુક્તી કે મોક્ષ કહે છે તે શું?

**ધડભાંગીયો:** તે એ દશા કે જેમાં માયા કોઇ પ્રકારે બાધ ન કરે. એ રીતે જુઓ ત્હોયે મહામાયાની પ્રસન્નતા જેવું ઉત્તમ કંઇજ નથી. ગાઢ નીદ્રાને વશ થયેલા સ્વપ્નાવસ્થામાં દુઃખ પામતા રોતા કકળતાનાં અન્ય સ્વજનો તો અશ્રુ લ્હોઇ બેસી રહે કે ઉઠાડવાનો પ્રયત્ન કરે; પણ નીદ્રાજ તેનાપરનું સ્વામીત્વ આકર્ષી લે તો તેના આનંદનો શો પાર રહે? માયા સંકેલી લીધી એટલે પછી રહ્યું શું? એને દુઃખનો સ્પર્શ કે ગંધે કયાં રહ્યો?

**વિષયસિંહ:** હા. એ ખરૂં. પણ એ માર્ગે મહા સાહસ કહ્યું તે શું?

**ધડભાંગીયો:** તે એજ કે અન્ય ઉપાસ્યનું શરણ તજ્યે માત્ર ઉન્નતિ અટકે છે, પરંતુ દેવીનું શરણ તજ્યે કઇ નર્ક યાતનાની પ્રાપ્તિ થાય તે કહેવાય નહીં.* શરણ લીધું તે લીધું પછી ગમે તે થાઓ એવા દૃઢ નિશ્ચયવાળા મનુષ્યોને માટે આ ઉત્તમ માર્ગ છે.

**વિષયસિંહ:** તેનું કારણ? તે કેવી રીતે?

**ધડભાંગીયો:** જેવી રીતે રસાયન ખાતાં કુપથ્ય થાય તેવી રીતે. એ વાતો બહુ ઝીણી છે. સમય આવ્યે દેવી ઉપાસક થયો હોઇશ તો આપોઆપ ત્હને સર્વ સમજાશે. લે હવે જાઉં છું.

( એકદમ બન્ને ચાલવા માંડે છે. )

**વિષયસિંહ** ( અધવચ અટકાવતો. ) ફરી આ તરફ અહ્યા આવશો ખરા કે? આપણે મળીશું ખરા? એટલું કહેતો જા.

**ધડભાંગીયો:** ( જતે જતે. ) શું કહેવરાવવું છે? સંભાર્યો એટલે હાજરજ છીયે. ભુતને ભીખારાં તો સંભારો એટલીજ વાર.

( ચાલવા માંડે છે. )

**વિષયસિંહ:** ( ખડખડ હસી પડે છે. ) અહ્યા એક હાર આપતો જાને?

---

* અલ્પ સમય તેની સ્થિતિ કરવામાં પણ જગન્માતાની કલ્યાણવૃત્તિજ કારણરૂપ હોય છે.

**ઘડભાંગીયોઃ** ( ગુસ્સે થઇ અપમાન કરતો ) પચ્ચીસવાર કહે ? ત્હને કહી દીધું તો ખરૂં. હાર લેવાવાળો મ્હોટો ના જોયો હોય તો. હ ? ત્હારા જેવા તો બહુ જોઈ નાંખ્યા.

( વિષયસિંહ ગુસ્સે થઇને મારવા જાય છે. )

**પેમલોઃ** ( વિષયસિંહનો હાથ ઝાલી, અટકાવીને. ) અરે બાપજી અન્નદાતા વળી મારવા કયાં આવો છો ? એ તો ભુખે મરતો દુકાળીયો છે. આંગળી અડકાડતે મરી પડશે તો ઉલટી પીડા થઇ પડશે.

**ઘડભાંગીયોઃ** (પેમલાની પીઠપર જોરથી થપાટ મારી, બુમ પાડી.) હાય હાયરે પેમલા ? મરી ગયો. ભુખે તો પેટમાં ખાડા પડી ગયા છે તેમાં વળી આ મારવા આવે છે. મારી નાંખ્યો હં ? ( ભૂમીપર પડી જાય છે ) મ્હારા તો હાથપગ ગળી ગયા. હુંતો અહીંજ પાર પતી ગયો. ઓ મ્હારા બાપરે.

( ઘડભાંગીયાની આંખ્યો ચઢી જાય છે ને આળોટી પડી તરફડીયાં ખાય છે. વિષયસિંહ આભો બની જાય છે. પેમલો " ઓમ્ ઐંમ્ હ્રીંમ્ કલીમ્ ચામુંડાયૈ વીચ્ચે " નો દેવીમંત્ર ભણે છે. ઘડભાંગીયો સપાટાબંધ ઉઠે છે અને બન્ને દોડતા દોડતા ઘણીજ ત્વરીત ગતીયે અદશ્ય થાય છે. વિષયસિંહ કદી પણ નહીં અનુભવેલા આવા વૈચીત્ર્યભર્યા પ્રસંગ વિષે વિચારમાં ઉંડો ઉતરી ગયેલો ભૂમી સામે એકીટશે જોયા કરે છે. )

**વિષયસિંહઃ** શું ઇશ્વર એવી કોઇ ચીજ છે ? મંત્રતંત્ર સાચાં ? મંત્રનો આવો પ્રભાવ ?

( વિચારમાં ને વિચારમાં જમીનપરની રેતીપર મંત્ર લખે છે તે કુમકુમના અક્ષરે ઉઠેલો જુએ છે, ફરી ભુસી નાંખે છે, ફરી લખે છે. ફરી પણ ઉઠેલો જુએ છે. પત્થરની શીલાપર આંગળી વડે લખે છે, કુમકુમ અક્ષરો ઉઠે છે; ભુસે છે પણ ભુસાતા નથી. ઝાડપર લખે છે, અક્ષરો ઉઠે છે; તે પણ ભુસ્યા ભુસાતા નથી. હવામાં આંગળી વડે લખે છે, લાલ અક્ષરો ઉઠે છે. ચમકે છે, થથરે છે, ગભરાય છે, ઉભેલી સ્થીતીમાં બેહોશ બને છે. )

---

## પ્રવેશ ૩ જો.

[ સ્થળ:—ક્રેન્દ્રનગર બ્હારનું જળાશય. ]

( જગતસિંહ તથા દેવાંગના ગુપ્ત સાધુ વેષમાં. )

**જગતસિંહ:** ( દેવાંગનાને ) તિલોત્તમાબ્હેનનો આટઆટલો તપાસ કર્યો પણ ભાળ નાજ લાગી.

**દેવાંગના:** હા નાજ લાગી. ( થરકતા હોઠે. ) હવે ઇશ્વરની એમ આજ્ઞા છે કે મ્હારે જડ બની જવું.

**જગતસિંહ:** ( આશ્વાસન આપતો. ) કેમ ? કેમ ? આજ પ્રાતઃકાલનો હું એજ નિહાળ્યા કરૂં છું કે ત્હમારૂં હૃદય અતિ ઉદ્વિગ્ન છે.

રાગ તિલક.

કમળ ન હજી ખીલ્યાં, મુજ ઉદ્યાન આજે;
સ્મિત તણી નવ ઉષા, ક્ષિતિજે કે વિરાજે.
× × × ×
સ્મરણ થયું શું દુઃખે, માતનાં લાલનોનું;
થઇ અવગણના કે, હુંથી જાણે અજાણ્યે;
વ્રત નીયમ શું ચુકયાં, બાધી કે આધી વ્યાધી;
થઇ હત કંઇ આશા, ના શકયાં ધ્યેય સાધી ?

દેવી ! મ્હને કહોને ? આમ છેક તેજવિહિન કેમ થઇ ગયાં છો ? ચિત્ત વ્યગ્ર તથા હૃદય છિન્નભિન્ન થયું હોય એમ કેમ જણાય છે ? ત્હમારૂં કોઇયે અપમાન તો નથી કર્યું ? આ ઉપનગરવાસીને મુખેથી કંઇ અપકીર્તિ તો નથી સાંભળી ? કોઇને કંઇ આપેલું વચન પાળી ન શકયાં તેનું સ્મરણ થયું તો નથી ? તમારી કોઇયે વંચના તો નથી કરી ?

**દેવાંગના:** સ્વામિનાથ ! શું કહું ? મ્હને એકે દીશામાં; એક ખુણામાં આપણું વિરામસ્થાન દેખાતું નથી.

રાગ તિલક.

અગન ભૂમિ સમષ્ટી, વ્યષ્ટીમાં દુઃખ ભાસે;
ભય, દુઃખ, યમ ફાંસો, દેખીને દીલ ત્રાસે.
નયન ઘડકર ગંધા, ફરૂફરે કંપ થાયે;
ઉઠતી અગન અંગે, શું થશે ના કળાયે.

**જગતસિંહ:** પણ કંઈ કારણ વિનાજ?

**દેવાંગના:** કારણ ગણું તો છે ને ન ગણું તો નથી.

**જગતસિંહ:** (ચિન્તાતુર થતો.) કંઇ દુઃસ્વપ્ન તો અનુભવ્યું નથીને?

**દેવાંગના:** એજ, વહાલા એજ. એના પરિતાપનો ભોગ મ્હનેજ થવા દો. એની કથા આપને પ્રિય કે હિતરૂપ નથી.

**જગતસિંહ:** પ્રિયે! મ્હને નહીં કહું તો કહોને કહીશ? હું ત્હારા દુઃખનો સહભાગી નથી? કહે, કહે. જરાપણ સંકોચ વિના યથાસ્થિત કહે. તે વિના ત્હારૂં કે મ્હારૂં હૃદય શાન્ત નહીં થાય.

**દેવાંગના:** શું કહું? બધું તો સ્મરણમાંએ નથી. સ્વપ્ન કોઈ વાર્તારૂપ નહોતું. અસંબદ્ધ ભયાનક ચિત્રો એક પછી એક તાદશ્ય થઇ મ્હારા હૃદયને ભયજનક પ્રેતપિશાચોનું સ્મશાન બનાવી ગયાં.

**રાગ પૂર્વી.**

મૃત્યુ તત્પર જેમ વિશ્વ ગ્રસવા, ધાતુર્તુ પક્ષી બની;
તેની પક્ષની છાંયરૂપ રજની, અંધારી બીહામણી,
વાયે વાયુ ઉડાવતો વનગિરી, વંટોળ ને ધુળથી;
ઉડયાં છપ્પર ને છુંદાઈ મરીયું, નિઃસ્થાન* કો દંપતી.

× × × ×

દીઠી ભૂમિ સ્મશાનની, ભુત ભમે, કંઈ ઘોરના ખોદીયા;
થાયે ભક્ ભડકા, ઘુમાય, થથરે, જે સાધવા આવીયા;
દીઠું કો શબ વૃક્ષથી લટકતું, દીઠા ઘણા ફાંશીયા;
નારી કો રડતી દીઠી વિનવતી, સૌ મારી ચાલી ગયા.

× × × ×

કન્યા કાજ ઋણી સપત્નિ નિરખ્યો, ત્રાસે છુપાતો વને;
ઝાલ્યો કેસરીયે તથાપિ તજીયો, આક્રંદને સુણીને;
રોતાં બે સ્મરી ઇશને, ભુમિપરે, સુતાં ન સુતાં તહીં;
ફુટી વૃક્ષની આરપાર નીકળ્યા, વાંસો વપુની મહીં.

વ્હાલા શું કહું? કાલની રાત્રી તો કાલરાત્રી. ભયથી હૃદય કંપી ઉઠયું છે. જરાયે સ્વસ્થતા પામતુંજ નથી. જાણે ભરદરીયામાં સાગર આપણો ઉપહાસ કરતો હોય અને આપણે ડુબતી નૌકામાંથી પ્રાણ ત્યજતાં સમુદ્રમાં અદશ્ય થતાં હોઇયે, જાણે વૃષ્ટિ વિનાની વિજ

* ઘર વગરનું રખડતું.

આપણાપર "આ પડી, આ પડી" કહેતામાં તો પડી ને આપણને ભસ્મસાત્ કરી નાંખતી હોય, જાણે પ્રેત-પિશાચવૃન્દવાસિતગૃહમાં આપણને પુર્યાં હોય ને ત્યાં પ્રાતઃકાલ થતાં ન થતામાં તો સર્વે મળી આપણું ભક્ષણ કરી ગયાં હોય, જાણે કોઇ લાક્ષાગૃહમાં આપણને કારાગૃહવાસ કરાવ્યો હોય ને તે ચારે બાજુયેથી સળગતું હોય; જાણે આપણને કોઇ તૃણાવર્તે ઉચકી આકાશમાં ચકર ચકર ફેરવી કોઇ સર્પવનમાં પટક્યાં હોય અને ત્યાં પડયાં ન પડયાં એટલામાં કોઇ મહા અજગર આપણને ગ્રસી ગયો હોય. જાણે આપણને સુવાડી રાખી આપણા ઉપર હસ્તિઓ છોડયા હોય, જાણે ગળા સુધી જમીનમાં પુરી આપણાપર તીરંદાજી ચલાવી હોય...(દેવાંગનાથી રડી જવાય છે.)

(આલિંગન દઈ આશ્વાસન આપતો અશ્રુ લ્હોતો.)

જગતસિંહ: પ્રિયે! પ્યારા! વ્હાલી! એક સ્વપ્નાથી આટલી બ્હી ગઇ! ગભરાઇ ગઇ ને ધૈર્યહીન બની ગઇ? સ્વપ્નું એટલે અસત્ય. સ્વપ્નામાં તો રાજા ભિક્ષુક બની જાય ને ભિક્ષુક રાજા બને. નિર્ધન ધનિક બને, લક્ષ્મીવંત તનહા થઇ જાય. વંધ્યા અસંખ્ય પુત્રો જુએ તથા શત પુત્રની માતા પુત્રવિહિન થઇ જાય. સ્વપ્ન તે મનની વાંછના અથવા ભયનું ત્વરીત ગતિયે રચાઇ દ્રષ્ટિયે પડતું એક અસત્ય ચિત્ર* છે. ઘણીવાર વક્ષસ્થલ અથવા હ્રદયપર સુતે સુતે વજન આવવાથી ઘણાંજ વિચિત્ર તથા ભયાનક સ્વપ્ન દ્રષ્ટિયે પડે છે, તે આપણે જાણતા નથી?

દેવાંગના: વ્હાલા! તે તો હું એ સમજું છું પણ સવારમાં ઉઠતાંયે.

રાગ કાલીંગડો.

કાગે આદરી કીકીયારી કરવી, બોલી ચી ચી ચીબડી,
દીઠાં વર્તુલ આસપાસ રવિની, આ મૂર્તિ* દીઠી રડી.
દીઠા કાગો, ઘુવડ સુણીયું, બોલતું વાણી ભુંડી,
શ્વાનો રોયાં, ભુસઈ ટીલડી, બેય નંકાઇ ચુડી.

પ્રાણનાથ! હું તે શું શું કહું? હમણાના મ્હને અપશુકનોજ થયા કરે છે. વંધ્યા તથા વિધવા સ્ત્રીયોનાંજ પ્રાતઃદર્શન થાય

---

* "સીનેમાની ફીલ્મ."

* [illegible] જે મૂર્તિ જોતી જોતી દેવાંગના નયનો ઉઘાડતી જતી હે.

છે. મુષકો શય્યા પર ચઢે છે. વિના કારણે એકાન્તમાં પગરવ સંભળાય છે. ચિત્ર વિચીત્ર પક્ષીયો સામાં આવી અશ્રુ સારી ચાલ્યાં જાય છે. હાથમાં લીધેલા પ્રવાહી પદાર્થો ઢોળાઈ જાય છે. સ્વપ્નામાં સર્પો દૃષ્ટિએ પડે છે. ઇશ્વર જાણે શું થવા બેઠું છે? તેમાંયે કાલના સ્વપ્નોયે તો અવધિ કરી નાંખી.

વ્હાલા! હું ત્હને હવે એક પલક નહીં ધીરૂં. હાય હાય હું, શું કરૂં કે તું સુરક્ષિત રહું? મ્હારો ઉપાય નથી બાકી—

**જગતસિંહ**: (દ્રવિત હૃદયે) બાકી શું કરત? કહે, કહે. મ્હને ત્હારા જેવી અર્ધાંગના પ્રાપ્ત થઇ તેના ઉપકારના વળતરમાં ઇશ્વર મ્હારૂં જીવન આકર્ષી લે તો તે કંઇજ વિસાતમાં નથી. બાકી શું કરત?

**દેવાંગનાઃ** રાગ કાલિંગડો.*

અગર જો કો મળે યોગી, પ્રયોગી કિમીયાવાળો,
દઉં આ નેન નીચોવી, અદૃશ્ય અંજન× કઢાવાને;
દઉં પદ બે, ભૂજા કાપી, કરે જો પક્ષ કો ત્હેની,
નિહાળી ન્યાળી રહુ ભુપર, સુરક્ષિત જોઇ તું ગગને.

(પગે પડતી, હાથ જોડતી.)

કરે કો વજ્ર કાયાને, ઉતરડી ઔષધે મમવી,
કવચ પ્હેરાવું કાયાનું, સુખી સ્વર્ગે જ, હું નિરખીને.

**જગતસિંહ**: (દેવાંગનાને ઉઠાડતો.)

પ્રિયે! પ્રિયે! સતિ! દેવી! ઉઠ, ઉઠ. ગમે તેટલાં કષ્ટો પડે પણ તે સહન કરવા ઇશ્વરે મ્હને શક્તિમાન કર્યો છેઃ પરંતુ ત્હારા હૃદયની આ દુર્દશા મ્હારાથી સહી શકાતી નથી. હૃદયદૌર્બલ્ય દુર કરવાની, કુતર્કોને ન પોષવાની મ્હારાપર કૃપા કર.

**દેવાંગનાઃ** પ્રાણનાથ! ત્હમને દુઃખ થાય એ હું કદી નહીં કરૂં. પણ શું કરૂં? મ્હારૂં હૃદય કે મ્હારૂં મસ્તિષ્ક કશુંયે મ્હારે સ્વાધિન

---

* "ન પૈસા હય, ન કોડી હય કિરાયાકા વગાઝા હય" ની ઢબે. માત્રા ગજલ જેટલીજ.

× એવું અંજન કે જે આંખમાં આંજવાથી મનુષ્ય બીજા કોઇને દેખાય નહીં.

રહ્યું નથી. મ્હારા એક પાપી જીવ સારૂ કેટલા જીવ દુઃખમાં સડશે? આ અભાગણીનો અંગિકાર કરવાથી દુઃખ દેશવટો, તથા મરણના મુખમાં મ્હારીજ મુર્ખતાથી આવી પડેલા મ્હારા વ્હાલા! ક્રુર દૈવે હજી આપણે માટે કેટલાં કષ્ટ સંઘરી મુકયાં હશે? તિલોત્તમાની શી સ્થિતી થઇ હશે? મનોરમા કયાં રઝળતી હશે? હું બધાંના લોહીની તરશી છું. રૂદન, નિરંતર રૂદન કરવા માટેજ સૃજાયલી છું.

જગતસિંહ: (ફીકકુ હસતે.) તેમાં શું? એમાં ઓછું આણુવાનું કે દુઃખ માનવાનું કારણ શું? રૂદનમાં દુઃખ શું? વિજના ઝબકાર કાળાં વાદળાંમાંજ થાય છે. અતિ મધુર ફળો મહા ઉષ્ણ પ્રદેશમાં ઉષ્ણતાથી ઉકળાટ પામતાં વૃક્ષોનેજ પ્રાપ્ત થાય છે.

રાગ કાલિંગડો.

રૂદનપાઠ રાધાવરે, સ્વજન કાજ નિર્મેલ;
રડે હૃદયના પ્રેમથી, તે જન પ્રભુને પ્હેલ;
હા હા, હી હી હસી ઘડી રડી ઘડી, કૈં આવીયા કૈં ગયા;
તેને ધન્ય રડયા હૃદે શું ઉભર્યે, ભક્તિ પ્રીતી કે દયા.

કષ્ટ કસોટીની કુંચી છે, કષ્ટ સહનારની કોટી પ્રભુ દરબારમાં ઉંચી છે.

વિપદ સામે વિશ્વમાં, વસતા બેજ ઉપાય;
મિથ્યા દૃષ્ટિ રાખવી, યજવા નીત્ય યદુરાય.
મોહપુરી કારાગ્રહે, સંગ વાસના બંધ;
વિપત્તિ તોડે બંધને, સંપત્તે સહુ અંધ.
વિભુ આશ્રય વિસરેલને, વિપદ વિભુ વિમાન;
માગી લે મોહન કને, દુઃખ, હરીરસ, ધ્યાન.

સતિ! આ સંસારમાં મુઝાવું શું? ત્હારે લીધે અનેકને કષ્ટ થાય છે એવી માન્યતારૂપ ત્હારા દેહ વિષે ત્હને અભીમાન શું? કોઇને કષ્ટ દેવાની ત્હારી સત્તા શી?

અજગર મુખ આવી પડ્યો, રાજન દીયે વચન;
ભ્હાર ઉભેલા દીનને, દેવા અતીશય ધન.
વિપરીત એ રીત બુદ્ધિથી, વર્તે સહુ મુઢ જન;
તેને ધન્ય "હું" વિસર્યો, પ્રભુમાં રહ્યો પ્રસન્ન.

**દેવાંગનાઃ** સત્ય છે સ્વામીનાથ! હું કોને કષ્ટ દેનારી ? હું કોને બચાવનારી ? હું તે કોણ માત્ર ? ( જગતસીંહનાં ઓવારણાં લઇ આકાશ સામે જોતી. ) પ્રભો ! મ્હારા પ્રાણનાથને રક્ષજો. સદ્ગુણ, ભક્તિ તથા જ્ઞાન અર્પજો. પ્રભો ! મ્હારી સખીઓનું રક્ષણ કરજે. મ્હારી સખી તો પછી છે પણ તે ત્હારી પુત્રીયો પહેલી છે. મ્હારો સહચરી સંબંધ એક જન્મનો છે. ત્હારો પ્રાણીમાત્રપરનો વાત્સલ્યભાવ નિરંતરનો છે.

**જગતસિંહઃ** પ્રિયે ! હવે સ્નાન સમય થયો છે. જલાશયે જઇ સ્નાન કરી આવો એટલામાં હું આ વૃક્ષોનાં ફલોનો સંગ્રહ કરતો થાઉં છું. પ્રાતઃકાલનો સમય છે. નગરવાસીજનો આવે જાય છે. પૂર્ણ નિર્ભયતા છે એટલે વિલંબ થશે તો વાંધો નથી. પેલી સારસ સારસીની જોડની કૌતુક ક્રિડા અથવા પેલા વૃક્ષપર બેઠેલાં શુક–મેનાના પ્રણયનો અભ્યાસ કરવા ઝાઝીવાર રોકાશો નહીં.

**દેવાંગનાઃ** ( સહેજ હસતે. ) તે સંબંધે તો આપની આજ્ઞા માગી લેવાની ને જોવાની- સ્નાન કરતી જઇશ અને જોતી જઇશ- મદમસ્ત બનેલી મનુષ્યજાતિને પશુ પક્ષિ પાસેથી ઘણુંયે શીખવાનું બાકી છે.

**જગતસિંહઃ** જાઓ ત્યારે.

( દેવાંગના જાય છે. )

**જગતસિંહઃ** ( સ્વગત. )

ભવાટવીમાં ભટકતા ભમીષ્ટ પુરૂષ ! સંસારયાત્રા રૂદનના અધ્યયન માટેજ છે. પ્રથમ માયીક દુઃખો અર્થાત્ આધીવ્યાધી તથા ઉપાધીના ત્રિવિધ તાપના પ્રયોજને રૂદન, પછી પરમાર્થ કાજે, અને અંતે હરિલીલાપ્રેમને કારણે, આ જગતમાં રૂદનનો અનુભવ કોને નથી ? અરે ! બાલક જન્મતાંજ રડે છે. પણ આ જગત તો જન્મ સમયે કંઇ કારમુંજ રડયો હશે. લોકાપવાદ પ્રમાણે મ્હારૂં પાલન કરનાર જેને હું માતાને નામે ઓળખતો હતો ને જે બીચારી મ્હારી ચિન્તા કરતી અંતર આશિષ દેતી, મ્હને સુજનસિંહને સોંપી દેવલોક પામી તે મ્હારી જન્મ આપનારી માતા નહોતી. મ્હારો પિતા કોણ તેનું તો મ્હને જ્ઞાનજ નથી. અહો ઈશ્વર તુંજ મ્હારો પિતા. અહો ઇશ્વરી ! તુંજ મ્હારી માતા. એજ ઉપદેશ હૃદય વિષે ઘટાવવાનેજ તમોયે આ રચના યોજી છે. દુનીયા માત્રના દુઃખો ! આવો. આ જગતા સાંથે હાથ મિલાવો. વિષય ભોગમાં લુબ્ધ કરનાર સુખદ સમયરૂપ હસતા

શત્રુ કરતાં ઇશ્વરની મહત્તાનું ભાન કરાવનાર, ધર્મનો સાક્ષાત્કાર કરાવનાર, પશ્ચાતાપરૂપી પુણ્યવતી નદીના સ્નાને મનુષ્યના પાપને પ્રક્ષાલનાર, ધ્રુરકનાર, ડરાવનાર, થથરાવનાર વિપદ્દમિત્ર મને અધીક વ્હાલો છે.

અહો દુઃખરૂપ દેવદુતો ! તમો ઇશ્વર પ્રેરીત છો. મનુષ્યને કસોટીયે ક્યારે ચઢાવવો, કેવી રીતે ત્હેને કસવો, ક્યાં ક્યારે ને કઇ રીતીયે તેને કકળાવવો, ક્યારે મારવો, ક્યારે જતો કરવો, એ સર્વ વિષયે તમો સ્વતંત્ર નથી. તમોને પ્રભુની આજ્ઞા છે અને પ્રભુની કૃપા વા અવકૃપા મ્હારે શીરોમાન્ય છે. થાકેલા નકામા થયેલા કંટાળાભર્યો જીવન ! ઉંડા દુઃખદ વિચારોથી હૃદયને કચરી નાંખનાર દીવસો ! ઉષ્ણુ અખુટ અશ્રુપાતના પ્રહરો ! તમો સહુ વ્યર્થ છો. હજુ સુધી તો ત્હમે મ્હને કંઈ પણ ઉપદેશ કરી શક્યાં નથી.

**ગાયન ***

મુક મ્હારૂં ત્હારૂં, ઓ મુઢ મ્હારૂં ત્હારૂં,
શા સુખ સારૂં, કુટે કારભારૂં.
ઇશ કીર્તિ ઇશ સ્ફુર્તિ ઇશ વિત્ત ઇશ હીત,
ઇશ શાન્તિ ઇશ કાન્તિ ઇશ સર્વ ત્હારૂં
ઈશ શક્તિ, ઈશ ભક્તિ, શીરતાજ તુજ ઇશ,
ઉત્કર્ષ ઇશ હર્ષ, સહુ તુજ જગદીશ—મુક મ્હારૂં૦

**દેવાંગના:** ( સ્નાન કરીને આવતી. ) સ્વામિનાથ ! એક મહા આશ્ચર્ય દીઠું.

**જગતસિંહ:** શું ? શું ? સારસ-સારસી પાસેથી કંઇ નુતન વિદ્યા શીખી લાવ્યાં કે શું ?

**દેવાંગના:** એનો અર્થ તો શું થાય તે પ્રભુ જાણે. આપની અભિત સમ્મતિ મળી હતી એટલે તર્કમાલા તોડવાની ઇચ્છાથી હું સારસ સારસીની ક્રીડા જોવા લાગી. પરસ્પર ગેલ કરતાં. ચંચુ ઘર્ષણ કરતાં, સાથે સાથે ડગ ભરતાં, નૃત્ય કરતાં થોડી થોડી વારે સામાસામી થઇ તેઓ આનંદતાં હતાં. ડોકાં ડોલાવતાં, ડોલાવતાં પાણીની કિનારીયે આવી પરસ્પરને પાણી પીવરાવવા લાગ્યાં પણ એટલામાં

* રાગ: બાગેશ્રી.

તો, હા દૈવ, એક ગ્રાહે આવીને નરને ગ્રહ્યો. નર તથા માદા બન્નેયે દયામણી ચીસો પાડવા માંડી, થોડો સમય યુદ્ધ ચાલ્યું ને તેઓ ભાગ્યવાન કે ગ્રાહ નરને ત્યજી દઇ પાણીમાં પાછો ચાલ્યો ગયો.

**જગતસિંહ:** ( આશ્ચર્યથી સહર્ષ. ) ભાગ્યશાળી દંપતી! શું કહો છો ?

**દેવાંગના.** હા, પણ વિશેષ આશ્ચર્યની વાર્તા તો એ છે કે હું જલાશય બહાર નીકળી એટલે એક વૃદ્ધ સંન્યાસીયે મ્હને આવીને પુછ્યું "બાઇ! ત્હમે હમણાં ગજેન્દ્ર મોક્ષ ભણતાં હતાં ?"

( દેવાંગના ઉત્તરની આકાંક્ષાથી જગતસિંહ સામે જોઇ મંદ હસે છે )

**જગતસિંહ·** એકવાર હર્ષમાં આવી હસો એટલે અર્થ સમજાવું.

**દેવાંગના:** ( સહર્ષ ઉત્તેજીત થતી. ) સમજી, સમજી. તો શું પ્રાણનાથ! કષ્ટ સમયે હું ઇશ્વર સ્મરણ કરી ગજેન્દ્ર મોક્ષનું પઠન કર્યા કરૂં તો પરમકૃપાળુ પરમેશ્વર મ્હારા સ્વામીનાથનુયે રક્ષણ કરે ?

**જગતસિંહ:** ( શોકને નિર્મુલ કરવા પ્રયત્ન કરતો ) એમાં શો શક? ત્હારા ગજેન્દ્ર મોક્ષ પઠનથી સારસનરનું ઈશ્વરે રક્ષણ કર્યું તો મ્હારૂં નહીં કરે !

**દેવાંગના:** અરેરે આપણે મનુષ્યજાતિનાં આમજ મદાંધ થઇ ગયાં છીએ. બિચારી સારસિયે કેટલું કલ્પાન્ત કર્યું હશે અને કેટલા અનન્ય ભક્તિભાવે પરમેશ્વરને પુકાર્યા હશે તે આપણે જાણવું છે? ઘણીવાર તો પશુ પક્ષી તથા કીટ કરતાં આપણે ઉચ્ચ કોટીનાં નથી એમ લાગે છે.

**જગતસિંહ:** ( હાસ્યરસ ઉત્પન્ન કરવાની સંધિનો ઉપયોગ કરી લેતો. ) તે તો પશુ તથા દેવનીયે યોનિ કરતાં મનુષ્યયોનિને ઉત્તમ ઠરાવવામાં મનુષ્ય શિવાય બીજા કોનું અનુમોદન કે પ્રમાણપત્ર મળ્યું છે ?

**દેવાંગના:** ( ખડખડાટ હસતી. ) પણ મળવાનો માર્ગ કયો? આપણને કાંઇ પશુભાષા કે દેવભાષા જ્ઞાત છે? કે આપણે દેવલોક સાથે પ્રત્યક્ષ સંબંધ છે?

હું સમજું છું, ત્હમે ગાંભીર્ય ત્યજી લૌકિક અયુક્ત વાર્તાલાપથી શો પ્રયત્ન કરી રહ્યા છો તે. મ્હારી અશાન્તિ મટી ગઈ. હવે નિશ્ચીંત થાઓ.

